રજીસ્ટર્ડ.

વોલ્ટર કેમીકલ વર્કસની બે અજોડ બનાવટો



# વોલ્ટનું બ્રાહ્મી હેરઑઈલ ૮॥ રતલનો ૧ રૂપીઓ

# વોલ્ટનું આમળાનું તેલ દશ આને રતલ

ધુપેલને બદલે વપરાય તેવું ધુપેલથી વધુ ફાયદાકારક ૨૮ ચીજોથી બનેલું

આ કિંમતનાં આટલું સારૂં તેલ બીજેથી નથી મેળવી શકવાના

સ્ટોકીસ્ટ : પંડીત શાહ એન્ડ કું. ત્રણ દરવાજા, અમદાવાદ.

એમ. પી. શાહની કું. રાવપુરા, વડોદરા

ઓર્ડર આપેથી પાઉં દરરોજ ઘેર પહોંચાડવામાં આવે છે.

| | | |
|---|---|---|
| નપસંદ ક્રીસ્ટમસ કેક મળશે. | તંદુરસ્તી, શક્તિ અને સ્વાદ એ ત્રણેનો સુમેળ એટલે | ઇંગ્લીશ ટોફી તથા ચોકલેટ મળશે |

રી પફ તથા સુરતી ાસુ ચા સાથે લો

# ધી સુરતી બેકરી

નાનાં બાળકોની તંદુરસ્તી વધારવા

ટાલીયન બીસ્કીટ, બદામી બીસ્કીટ, પાનકેટ, નાનખટાઈ, જેલીનાં પફ તથા બ્રેડ તાજાં હમેશાં મળશે.

અમારી સ્પેશીયાલીટી—વેનીલા બીસ્કીટ માંગો.

p. G. R. & Sons. : મહાજનની ગલીના નાકે, રાવપુરા, વડોદરા

બહારગામના ઓર્ડર ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે.

મગજની તરાવટ માટે

બંગાલના સુમધુર મસાલાથી ભરપૂર

# નેરોલનું

# આંમળા નં. ૧

હેર ઓઈલ

ધી નેરોલ એજન્સી ત્રણ દરવાજા અમદાવાદ.



વીસ વર્ષ થયાં સેંકડો પ્રતિષ્ઠિત કુટુંબોમાં નેરોલનું આંમળા નં. ૧ ખૂબ આદરપૂર્વક વપરાય છે. વાળ ખરી પડતા હોય તો અટકાવી વાળને વધારી કાળા, લાંબા, ચમકદાર અને ભરાઉ બનાવે છે. તથા મગજને તરાવટ આપી આંખોનું તેજ વધારે છે. જેથી મગજમારીનું કામ કરનાર તેમ જ આંખથી કામ લેનાર માટે નેરોલનું આંમળા નં. ૧ ખાસ આશીર્વાદ સમાન છે. દરેક દવાવાળા તથા ગાંધીને ત્યાં વેચાય છે.



ધી

નેરોલ એ

ત્રણ દર

અમદ



# રાસકૌમુદી

લેખક:

મૂળજીભાઈ પીતામ્બરદાસ શાહ

મળવાનું ઠેકાણું:

એમ. પી. શાહ એન્ડ કું.

રાવપુરા : વડોદરા

પ્રકાશક :

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ,

રાવપુરા : વ[illegible]

**નોંધ :**

" મ્હારાં રાસ-ગીતોના સંગ્રહો રણરસિયાંના રાસ, રાસનિકુંજ, ફૂલવેણી, રાસપદ્મ અને રાસકૌમુદી-માંથી મ્હારી પરવાનગી સિવાય કોઇપણ સંગ્રાહકે પોતાના સંગ્રહમાં રાસ-ગીતો છાપવાં છપાવવાં નહિ.



સંવત ૧૯૯૪ ] મૂલ્ય : ~~એક રૂપિયો~~ [ઈ. સ. ૧૯૩૮



મુદ્રક :

પુરૂષોત્તમ આત્મારામ ચિત્રે,

આત્મારામ પ્રિન્ટીંગ પ્રેસ : ખારીવાવ : વડોદરા.

તા. ૨૪ : ૯ : ૩૮.

[illegible]થમ નવરાત્ર :
[illegible]. ૧૯૯૪

• અર્પણ •

રાસસાહિત્યને સંજીવની છાંટનાર મહાગુજરાતના

મહાકવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિને

•

જેવું ચન્દનવન મ્હેકતું,

એવો મ્હેકે કૈં કાવ્યનો ભંડાર રે:

ત્યાગભાવ મોંઘામૂલો રે!

•

# અનુક્રમ



પાન

---

કવર ડિઝાઇન : શ્રી. કનુ દેસાઇ

---

કવર ડિઝાઇન : શ્રી. કનુ દેસાઇ

# નિવેદન



મ્હારાં રાસ-ગીતોનો આ પાંચમો સંગ્રહ પ્રસિદ્ધ કરતાં મ્હને આનન્દ થાય છે. મ્હારા અત્યાર અગાઉ પ્રસિદ્ધ થએલા ચારે રાસસંગ્રહોનો ગુજરાતે ભાવભીનો સત્કાર કરી મ્હારા રાસ-ગીતો તરફ ખૂબ મમતા બતાવી છે—મ્હને અજબ પ્રોત્સાહન આપ્યું છે.

કવિવર ન્હાનાલાલે ખરૂં જ કહ્યું છે કે : "મેનાંઓનાં વન મુંગા હોય તો સુન્દરીઓના આજના સમારંભ રાસવિહોણા હોય." મ્હારા ય અનેક રાસ-ગીતો ગુજરાતણોના જુદા જુદા સમારંભ પ્રસંગોએ આનન્દભેર ગવાયા છે—ઝીલાયાં છે. વડોદરા રાજ્યની ઘણીખરી કન્યાશાળાઓમાં પણ મ્હારાં રાસ-ગીતો સ્થાન મેળવી ચૂક્યાં છે. આફ્રિકા જેટલા દૂરના દેશ સુધી પણ મ્હારાં રાસ-ગરબા પાંખો કરી સંચર્યા છે. આ બધું જાણી મ્હને આનન્દ થાય એ સ્વાભાવિક છે. મ્હારાં રાસ-ગીતો ગુજરાતણોને ગમે છે. ગુજરાતણો એને અંતરના ઉમળકાથી વધાવે છે. એથી જ પ્રેરાઇ હું મ્હારો આ નવો રાસસંગ્રહ 'રાસકૌમુદી' પ્રસિદ્ધ કરૂં છું.

આ સંગ્રહમાંનાં ઘણા ખરાં રાસ-ગરબા-ગીતો અત્યાર અગાઉ જુદા જુદા માસિકોમાં તેમ જ ખાસ અંકોમાં પ્રગટ થઇ ચૂક્યાં છે, અને કેટલાક તો લોકઝીલાતા પણ થઇ ગયા છે.

મ્હારા ગીતોની સરળતા અનેકને ગમી ગઇ છે. કેટલાક વિવેચકોએ એનો ઉલ્લેખ પણ મ્હારાં પુસ્તકોનાં અવલોકનોમાં કર્યો છે. મહાકવિ શ્રી.

ન્હાનાલાલે પણ મ્હારા રાસ-ગીતો તરફ મમતા બતાવી છે, અને મ્હારા રાસસંગ્રહ ' રાસપદ્મ ' ની સદ્‌ભાવભરી અનોખી પ્રસ્તાવનામાં લખ્યું છે: " દિલને ડોલાવે તો વાંસળી વાઈ કહેવાય; રસિકોને થનગનાવે તો રાસ રચ્યો કહેવાય. આ રાસમંડળ દિલને ડોલાવે છે ને પાયને થનગનાવે છે."

આવું અજબ પ્રોત્સાહન આજ ગુજરાતને મ્હારી દ્વારા નવો રાસ સંગ્રહ અપાવે છે.

આજે તો રેડીઓ દ્વારા ગુજરાતણોના રાસ પવનની પાંખે દુનિયા-ભરમાં સંચરે છે. ' રાસ ' વધુને વધુ વ્યાપક થતા જાય છે. ખરેખર ગુજરાતણના રાસ જગતની સફરે સફળતાથી સંચરતા થઇ ગયા છે.

જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં રાસની રમઝટ થયા સિવાય નથી રહેતી.

આ સંગ્રહમાંના જુદા જુદા પ્રસંગોએ લખાયલા કેટલાક રાસ-ગીતોની પાછળ કૈંક ઇતિહાસ છે. મ્હારા કેટલાક મિત્રોએ મ્હને સૂચના પણ કરી છે કે મ્હારે મ્હારાં રાસ-ગીતો ક્યા સંજોગોમાં લખાયાં અને એની પાછળ શો ઇતિહાસ છે તેની મ્હારે મ્હારા પુસ્તકના અંત ભાગમાં નોંધ આપવી. સૂચના સારી છે પણ એમ બધાં ય રાસ-ગીતોના સર્જન સંબંધી નોંધ કરવી શક્ય નથી.

આ સંગ્રહમાંના ત્રણેક રાસો ' પિતા,' ' વાંસળીનો જાદુ ' અને 'બંસી' છેક ૧૯૨૯ માં લખાયલા છે. દોઢેક વર્ષ ઉપર મ્હારા પુસ્તકોના કબાટમાં ઊધાઇ લાગી હતી. એમાં મ્હારી એક નોંધપોથી હતી. એ નોંધપોથીમાં કેટલાંક કાવ્યો પણ હતાં. એમાંથી છેલ્લાં ત્રણ પાનાં ઉપર લખેલા આ ત્રણ કાવ્યો વાંચી શકાય એવી સ્થિતિમાં મળ્યાં. તે ત્રણે આ સંગ્રહમાં લીધાં છે.

કેટલાંક સામાજિક કરૂણ ગીતો આ સંગ્રહમાં જોવામાં આવશે. સમાજજીવનમાંથી જ પ્રસંગો ઉંચકાઇ એનાં આલેખન થયાં છે.

આ પુસ્તકમાં ગુજરાતણોના રાસ-ગરબા એ નામનો મ્હારો લેખ પ્રસિદ્ધ કર્યો છે.

ઉમરેઠ મિત્રમંડળના સંચાલકોના આગ્રહથી તા. ૫:૧૧:૩૭ ના રોજ વ્યાખ્યાન માટે 'ગુજરાતણોના રાસ-ગરબા' એ લેખ મ્હેં તૈયાર કર્યો હતો. મ્હારા જ રાસસંગ્રહ સાથે એને જોડી દેવો એ મ્હને ઠીક લાગ્યું. જો કે આ ન્હાનકડા લેખમાં ઘણી વિગતોમાં ઊંડા ઉતરી શકાયું નથી તો પણ રાસ રસિયાંને એ ઉપયોગી થઇ પડશે એ દૃષ્ટિએ આ પુસ્તકમાં રજૂ કર્યો છે.

મ્હારાં રાસ-ગીતો તરફ ચાહના બનાવનારા મિત્રોનું મંડળ પણ હવે મ્હોટું થતું જાય છે. એ બધાંયને 'રાસકૌમુદી'ની પ્રસિદ્ધિના અવસરે યાદ કરતાં આનન્દ થાય છે.

મ્હારા પ્રથમ ચાર રાસસંગ્રહોની માફક ગુજરાત આ રાસસંગ્રહને પણ પોતાનો કરી લે એવી અભિલાષા રાખી વિરમું છું.

રાધાષ્ટમી : સં. ૧૯૯૪<br>તા. ૨ : ૯ : ૩૮ } મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

# ગુજરાતણોના રાસ–ગરબા

ગુજરાતણો અને રાસ-ગરબા એ શબ્દો પરસ્પર ખૂબ ગાઢો સંબંધ ધરાવે છે. 'રાસ' કે 'ગરબો' શબ્દ કાને પડતાં જ કોઇ રસભરી રાતે નગરના ચૉકમાં એકત્ર થઇ ગરબે ઘૂમતી ગુજરાતણોનું વૃન્દ દૃષ્ટિ સમીપ ખડું થઇ જાય છે.

પૂર્ણિમાની ચાંદનીનીતરતી રાત હોય; એક સરખી સાહેલીઓનું રસિક વૃન્દ સુન્દર શણગાર સજી ગોળ કુંડાળે ફરતું હોય; તાળીઓના તાલ લેતું હોય; પગનો ઠમકો પાડતું હોય અને લલિત ગરબો ગાતું હોય ત્યારે જોનારાં અને સાંભળનારાં બધાંયને મુગ્ધ કરી દે છે. ઘડીભર માણસ સંસારના તમામ દુઃખોને વીસરી જાય છે. આખું યે વાતાવરણ આનન્દમય અને પવિત્ર અને છે. હૃદયફલકે ન ભૂંસાય એવી અલૌકિક છબી ચીતરાઇ જાય છે. આશા, અભિલાષા ઉલ્લાસ; અને નવચેતનના ફુવારા ઊડે છે. આતુરતાભરી આંખો નિર્દોષ આનન્દ લૂંટી રહે છે. અને સ્વ. કવિ ખોટાદકર જેવા એ નિહાળી ગુંજી ઊઠે છે:

આજ અલબેલડી વિમળ રસવેલડી,
સકળ સાહેલડી રાસ ખેલે;
ગગન ગર્જાવતી પ્રણય પ્રગટાવતી,
પ્રમદ વર્ષાવતી વિશ્વ રેલે.

અજબ અવરોહ આરોહ સંભ્રમભરી,
ક્રમવિવશ ધરણીતલ ચરણ ધરતી;
તાલકૃતલાલિમાલસિતકરતલવતી,
કુંકુભઉર ભવ્ય આહ્લાદ ભરતી.

અને મુજ સમા કોઇનું હૃદય ઉદ્‌ગારો કાઢે છે :

' રસના ફુવારે રે, કે રંગ રંગ ન્હાતી ગુજરાતણ
વિકસાવે ઉરમાં ઉલ્લાસઃ
ગુજરાતણ રે! ગરબામાં ઘૂમતી.

રમણા શી રાસની રે, કે ઉર ઉર જગવે ગુજરાતણ
શીખવાને દેવીઓ લલચાયઃ
' ગુજરાતણ રે! ગરબમાં ઘૂમતી. '

ગુજરાતી ભાષામાં સ્ત્રીઉપયોગી સાહિત્ય ઘણું છે, પણ તેમાં મુખ્યત્વે ગુજરાતણોને અતિ પ્રિય રાસ-ગરબા જ છે એમ કહી શકાય. બાળકોનાં હાલરડાં, લગનના મંગળ ગીતો, ભજનો કે મરણ પાછળ ગવાતા મરશિયા વગેરે સ્ત્રીસાહિત્ય ઘણું છે. સીતાજીના મહિના, ધ્રુવાખ્યાન વગેરે તથા મહાકવિ પ્રેમાનન્દ-રચિત કુંવરબાઇનું મામેરૂં, ઓખાહરણ જેવાં અનેક કાવ્યોનો ગુજરાતણોને મુખપાઠ પણ હોય છે એ પણ મ્હેં અનુભવ્યું છે. છતાં ય એ બધામાં પ્રધાનતઃ ગુજરાતણોની હૃદયમિલ્કત એટલે તો રાસ—ગરબા જ ગણાવી શકાય.

મહાકવિ શ્રી ન્હાનાલાલે એક સ્થળે લખ્યું છે કે:

"સુન્દરીની દૃષ્ટિએ નિહાળતાં આપણા સાહિત્યનો આ રાસયુગ છે. રાસ એટલે ગુજરાતણની સર્વોત્તમ રસકલા. રાસમાં તો ગુજરાતણનો સકળ રસાત્મા છે. રાસ એટલે ગુજરાતનું સ્વયંભુ સંગીત.

આપણા દેશે રાસના ઇતિહાસ શ્રીકૃષ્ણપ્રાચીન છે, પાંચ હજાર વર્ષ જૂના છે. જગતના એ મહારાસધારીએ દ્વાપરની છેલ્લી ને કલિની પહેલી અર્ધશતાબ્દી ગુજરાતે ગાળી ને ગીતાના, રસજીવનના, રાજરમતના, કંઇ કંઇ મહારાસ ખેલ્યા. એ રસો વૈ સઃ ની રસરમણા તે રાસ.

રાસ એટલે ગીત ભાવ ને વાદ્યનો નૃત્ય સંવાદ."

રાસ–ગરબાનું જન્મસ્થાન ગુજરાત છે એ વાત જુદા જુદા વિવેચકોએ જુદા જુદા પ્રસંગોએ રજૂ કરી છે. જો કે એ સંબંધી મતભેદ તો રહેવાના જ; છતાં ય જુદા જુદા દૃષ્ટિબિન્દુથી નિહાળનારને-અભ્યાસ કરનારને એ વિષે ચોક્કસ પ્રતીતિ થશે.

આજથી પાંચ હજાર વર્ષ ઉપર જગતના મહારાસધારી શ્રીકૃષ્ણ જમુનાને કિનારે રસિક રાસ રચતા. એ રાસની રચના એવી હતી કે એક એક ગોપી અને એક કહાન. એ રીતે મિશ્ર રાસ રચાતા.

અત્યારે તો આપણે બહુધા સ્ત્રીઓના જ રાસ જોઈ શકીએ છીએ. એકલા પુરૂષોના માતાના ગરબા પણ કોક કોક વખત નજરે પડે છે. વડોદરામાં નવરાત્રિ દરમિયાન અંબાજી માતાના મન્દિર પાસે પુરૂષો

'અલબેલી રે! અંબે માત જોવાને જઇએ.'

ગાતા જણાય છે. આવા અપવાદ બાદ કરતાં અન્યત્ર પુરૂષોના ગરબા જોવામાં આવતા નથી. જો કે કાઠિયાવાડમાં હજુ ય પુરૂષોના ઉલ્લાસભર્યા રાસ-દાંડિયા-રાસ થાય છે. એ રાસમાં એવું હોય છે કે શરણાઇ અને ઢોલક વાગે અને પુરૂષોનું આખું ય વૃન્દ ગોળ ઘૂમતું રમણે ચડે. એમાં ગીત નથી હોતું.

કેટલાક વિવેચકોનું એમ માનવું પણ છે કે પ્રાચીન કાળમાં રાસમાં ગીતનો અભાવ હતો. ગમે તેમ હો પણ અત્યારે તો પ્રધાનતઃ રાસમાં રાસ, ગરબા, ગરબી કે રાસડાનો સમાવેશ કરવામાં આવે છે. અલબત્ત એ દરેક વચ્ચે સૂક્ષ્મ ભેદ હોય છે એની ના નહિ.

કવિવર ન્હાનાલાલનો પહેલો રાસસંગ્રહ ૧૯૧૦ માં બહાર પડ્યો. ત્યારથી 'રાસ' શબ્દ વધારે પ્રચલિત બન્યો. એ મહાકવિએ ગુજરાતણ બ્હેનોને આપેલી એ 'વીરપસલી' પછી તો પ્રત્યેક નવકવિતાકારે પોતાના રાસ–ગરબા ગરબી કે ગીતના સંગ્રહોના નામ સાથે રાસ શબ્દ જોડ્યો છે

અને તેથી જ અત્યારે તો સામાન્યતઃ રાસમાં ગરબા, ગરબી કે રાસડાનો સમાવેશ થાય છે.

એ મહાકવિએ 'રાસપદ્મ'ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે :

"રાસ એટલે કોયલનો ટહુકો; સોસુરાબી વીણા કે સારંગીનું મહાસંગીત નહિ. કિરણના સમી વ્યંજના, સૂચન, અંગુલિનિર્દેશ.

રાસ એટલે અધ્યાય નહિ, આખ્યાન નહિ; પણ મુખનું મલકવું કે આંખડીનું પલકવું."

ગુજરાતી ભાષાનો પહેલો રાસ આદિ કવિ નરસિંહ મહેતા રચિત :–

'નાગર નન્દજીના લાલ!
રાસ રમન્તા મ્હારી નથણી ખોવાઇ'

એ ગણાય છે અને એ રીતે રાસના જન્મદાતા તરીકે રસેશ શ્રીકૃષ્ણના પરમ ભક્તરાજ નરસિંહનું નામ ગણાવી શકાય.

નરસિંહ, મીરાં ને દયારામના રાસ અને ગરબીઓથી ગુજરાતનું ભક્તિજીવન અને નારીજીવન પોષાયું છે એમાં જરા ય સંદેહ નથી. સૈકાઓથી આદિ કવિ નરસિંહના :–

'નાગર નન્દજીના લાલ'
'આવેલ આશા ભર્યાં રે!'
'મેહુલો ગાજે ને માધવ નાચે!'
'ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી.'
'જશોદા! ત્હારા કાનુડાને સાદ કરીને વાર રે!

રસમહિયારણુ મીરાંના શ્રીહૃદયના કમનીય ભાવભર્યા રાસ :

'હાં રે ! કોઇ માધવ લ્યો ! માધવ લ્યો !'
'મ્હને વાગી કટારી પ્રેમની.'
'વૃન્દાવન મોરલી વાગે છે.'
'નન્દલાલ ! નહિ રે આવું ને ઘેર કામ છે.'
'મુગટ પર વારી જાઉં, નાગરનન્દા !'
'મુજ અબળાને મ્હોટી મિરાત બાઇ ! સામળો ઘરેણું સાચું.'

વગેરે, તથા કવિવર દયારામની દિલડોલાવતી મોહક કૃતિઓ :

'મોરલી વાગી રે ! શ્રીકૃષ્ણની.'
'શ્યામ રંગ સમીપે ન જાવું.'
'શોભા સલુણા શ્યામની, તું જો ને ! સખિ॰'
'વ્રજવાસિની.'
'લોચન મનનો ઝગડો.'
'વાગે વૃન્દાવનમાં વાંસળી રે ! ઊભો ઊભો વગાડે કહાન.'
'હવે સખિ ! હું નહિ બોલું રે ! કદાપિ નન્દકુંવરની સંગે.'

ઇત્યાદિનો ગુજરાતણોને વારસો મળ્યો છે. ગુજરાતણોએ પોતાનો એ મોંઘામૂલો વારસો અંતરના ઉમકળાથી જીવની પેઠે જતન કરી જાળવી રાખ્યો છે. ગુજરાતણોના હૃદયમન્દિરમાં એ ગીતો પોતાની જ્વલન્ત રોશની રેડી રહ્યાં છે.

ભકતકવિવર દયારામભાઇનું સ્થાન ગરબીઓના પ્રદેશમાં અનેક રીતે અજોડ છે. એમની કલ્પનાથનગનતી માર્દવભરી ગરબીઓ મોહક
એ ત્રણે ભકતોનાં ગીતોનો પ્રધાન સૂર પ્રેમ-ભકિતનો છે છતાં જો કે

ગરબીઓમાં કેટલાક લોકો કેવળ ઉંધા ચશ્માને લીધે એમાં વ્યવહારિક શૃંગારનાં દર્શન કરે છે. એ તો જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિના ન્યાયે યે હોય.

દયારામની ગરબીઓના ઊર્મિના ઉપાડ ભર્યા ઢાળ, ફૂલગુંથણી સમી શબ્દગુંથણી, સ્ત્રીહૃદયની ઋજુતા અને એ બધાં ય માંથી અંતરના ઉંડાણમાં ઉતરી જતો ભકિતભાવનો ધ્વનિ-એને લઇ દયારામ ગુજરાતણોના હૃદયમાં વર્ષોથી વસી ગયા છે.

શ્રી. ઝવેરચન્દ મેઘાણી લખે છેઃ

" ગરબો બીજે ક્યાં ય—કોઇ પણ દેશમાં કે ગુજરાત સિવાય કોઈ પણ પ્રાંતમાં સરજાયો નથી. માટીના એ ન્હાનકડા અને નજીવા વાસણમાં દીવાનો પ્રકાશ પૂરી દેવો અને પછી સો સો છીદ્રો વાટે એનાં કિરણોને રમતાં મેલવાં. ચોમેર ફરતી તેજ અને છાયાની જાળીઓ છવાઈ જાયઃ પ્રકાશનાં જાણે મોતી પરોવીને ગાલીચા ચંદરવા પાથર્યા હોયની ! કિરણોની કેવી રમણીય ફૂલગુંથણી-અને એ ગરબો પોતાને માથે મૂકીને કન્યાઓ જ્યારે ચાલે ત્યારે તો પ્રત્યેક માથા ઉપર જાણે અકેકું આકાશ ખડું થાય. કેટલાંક આકાશો જાણે કે ન્હાનકડા સ્વરૂપ ધરીને ધરતી ઉપર રમવા ઉતરી પડ્યાં હોય એવું લાગે. "

અહીં સ્વ. શ્રી. ઉપેન્દ્રાચાર્યજીનું રચેલું પ્રકૃતિસુન્દરીનું નયનભરી નિહાળેલું દૃશ્ય—નૃત્ય સાથે ગવાતું સાંભળેલું અલખેલું ગીત યાદ આવે છેઃ—

' શિરપર ધરી આકાશની ગાગર
માંહી ભરી તારલા ચમકભર
ઢાંકણુ કરી ચન્દ્રનું, વિહારે નીસરી હું,
અજબ ચેતનભરી
પ્રકૃતિસુન્દરી હું. '

રાસડાઓમાં ઘણું કરીને ઐતિહાસિક, સામાજિક, પૌરાણિક કે કાલ્પ-

નિક પ્રસંગોની ગુંથણી કરવામાં આવી હોય છે. ઇંગ્રેજી ભાષામાં જેને Ballad કથાગીત કહે છે તેની સાથે કૈંક આપણે રાસડાને સરખાવી શકીએ. આપણા લોકસાહિત્યમાં બ્હારવટિયાઓના આ જાતના અનેક રાસડાઓ મોજુદ છે.

ગરબાનો વિષય ઘણું ખરું વર્ણનાત્મક હોય છે. ગરબીમાં સ્ત્રી-અંતરની ઋજુતા હોય છે. ગરબી એ ટૂંકી મોહક અને ભાવપ્રધાન રચના છે. ઊર્મિનું તત્ત્વ એમાં વધારે હોય છે.

ગરબાના જન્મદાતા તરીકે કવિ વલ્લભ ભટ્ટનું નામ કહેવાય છે. એણે શકિતના અનેક સુન્દર ગરબા લખ્યા છે. અને લોકોમાં એનો ખૂબ પ્રચાર થયેલો છે.

‘ માથે કનકનો ગરબો લીધો હો ! રંગમાં રંગતાળીઃ
માંહે રતનનો દીવડો કીધો હો ! રંગમાં રંગતાળી. ’

જેવી એના ગરબાઓમાંની અનેક પંકિતઓ ગુજરાતણોના અંતરમાં રમી રહી છે.

આ સિવાય પ્રાચીન જુદા જુદા અનેક કવિઓએ ગરબીઓ રચી છે. તેઓમાં પ્રીતમ, રાજે, દ્વારકો, શાંતિદાસ, બ્રહ્માનન્દ વગેરેનાં નામ ગણાવી શકાય.

ત્યાર પછીના સમયમાં તો કવીશ્વર દલપતરામ, વીર કવિ નર્મદ અને એમના નામરાશી નવલરામે ગરબીસાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. દલપત-રામની ગરબીઓ એમના જમાનામાં બહુ ગવાતી અને ગરબીભટ્ટનું એમને ઉપનામ અપાયું હતું.

અત્યાર અગાઉના રાસ કે ગરબીઓનો પ્રધાન સૂર ભકિતનો હતો. યુગપરિવર્તન સાથે રાસ–ગરબીના સાહિત્યમાં પણ પરિવર્તન થવા માંડયું.

અને સંસારસુધારાની, કેળવણીની આદિ ગરબીઓ રચાવા લાગી અને કન્યાશાળાઓમાં પણ આ નવી ગરબીઓનો સારો પ્રચાર થયો અને એમાંની ઘણીક તો લોકઝીલાતી પણ થઇ.

કવિ દલપતરામની ગરબીઃ

'માલણ! ગુંથી લાવ ગુણિયલ ગજરો.'

મ્હેં અનેક વખત જુદી જુદી શેરીઓમાં મોહક રીતે ગવાતી સાંભળી છે.

ઋષિરાજની ગરબીઓનો પણ ઉલ્લેખ કરવો આવશ્યક છે. એમની ગરબીઓ :

'કાળજાંની વાત કોને કહિયે?
ગોવાળિયે ઘેલાં કીધાં રે!'

તથા

'હાં રે! સખિ! દેખો ડોલરિયોઃ'

ને જનતાએ ભાવથી અપનાવી છે.

નરસિંહ, મીરાં ને દયારામ તથા દલપતરામ અને નર્મદ પછી વર્તમ ન યુગના પ્રખર કવિ આપણા મહાકવિ ન્હાનાલાલ જ છે. સાહિત્યની દુનિયામાં એમનું સ્થાન ઘણું જ ઊંચું છે. રાસસાહિત્યમાં પણ એમની સરખામણી શોધી જડે એમ નથી. કવિવરે જૂનાં રાસ-ગીતોના ઊર્મિના ઉપાડભર્યા ઢાળ, ભાવના અને પ્રેરણાનાં પાન કરી ગુજરાતને અનેક ઉત્તમ, પ્રાસાદિક રાસોની રસલ્હાણ દીધી છે. ગુજરાતણોએ એમના અનેક રાસોને અપનાવ્યા છે. જૂના રાસ-સાહિત્યને સંજીવની છાંટનાર આપણા એ મહાકવિ જ છે. મ્હેં પોતે અનેક ઉત્સવો પ્રસંગે કવિવરના અલબેલા રાસોની રમઝટ જામતી જોઇ છે એમના રાસોના ભાવ, ઢાળ અને કલ્પનાઓને ગુજરાતણોએ અપનાવ્યા છે.

સઅભિનય એમના કેટલાક રાસો રંગભૂમિના તખ્તા પર રજૂ થતા જોયા છે. અનેક રાસ રચનારાઓને એમના રાસસંગ્રહોએ પ્રેરણા આપી છે.

ભલે કોક સાક્ષરને મન રાસ–ગરબાનાં મૂલ્યાંકન ઓછાં હોય પણ ગુજરાતણોનું સાચું ધન તો રાસ–ગરબા જ છે. નરસિંહ, મીરાં કે દયારામની કૃતિઓ ગુજરાતણો ગળથુથીમાંથી જ પીતી ઉછરે છે. એમને રાસ-ગરબા તરફ વધારે પક્ષપાત હોય એ સ્વાભાવિક છે. બાકી પૃથ્વી, ગુલબંકી કે અન્ય છન્દોનાં નામ પણ જેમણે સાંભળ્યાં હોતાં નથી તો પછી એવા છન્દોબદ્ધ અને તેમાં ય કેટલાંક તો Most Modern-અગમ્ય કાવ્યો-સમજવાની તો વાત જ ક્યાં રહી ?

શ્રી. રમણલાલ દેસાઇના શબ્દોમાં કહું તો " રાસ એ ગુર્જરકાવ્યનું વિશિષ્ટ અંગ છે. ગુર્જરજીવનના આનન્દ, ઉલ્લાસ, આશા, રમત અને મર્મને પ્રતિબિમ્બિત કરતી એ રાસની રચના ગુર્જર નવજીવનને અનુકૂળ થઇ ગઇ છે."

રંગભૂમિ ઊપર રાસ રજુ થતા. એવા રાસના રચનારાઓમાં ડાહ્યાભાઇ ધોળશાજી, વાઘજી આશારામ, અને કવિચિત્રકાર ફૂલચન્દભાઇનાં સ્થાન રાસસાહિત્યના ઇતિહાસમાં નોંધાયલાં છે. ડાહ્યાભાઇ ધોળશાજી રચિત:–

' શ્રી નટવર વસન્ત થેઇ થેઇ નાચી રહ્યો.'

' ઊગ્યો સખિ ! સૃષ્ટિનો શૃંગાર હાર
ચાલ, ચાલ જોવાને ચન્દ્રમા ! '

અને કવિવર ફૂલચન્દભાઇનો

' અહો ! બ્રહ્મનાદ ગાજે '

એ રાસો આજ પણ શેરીએ શેરીએ સાદ પાડતા સંભળાય છે. વર્તમાન રંગભૂમિ ઉપર પણ રાસ જોઇ શકાય છે. પણ હાલના ભજવાતા નાટકોમાંના રાસોમાં મૌલિકતાનું પ્રમાણ ઓછું હોય છે અને તેથી તે જૂનાની માફક લોકહૃદયમાં ઉતર્યા નથી તો પણ કવિ રઘુનાથ બ્રહ્મભટ્ટના

'ઉઘડયાં પ્રભાત, આજ લાગે રળિયાત.'

તથા

' 'નાગર વેલીઓ રોપાવ : ત્હારા રાજમહેલોમાં.'

જેવા સુંદર રાસ આજે ઘેર ઘેર પહોંચી ગયા છે એટલું જ નહિ પણ મ્હારા જેવાઓએ પણ એ રાસોના ઢાળને અપનાવ્યા છે.

વર્તમાન રાસયુગના અધિષ્ઠાતા તો કવિવર ન્હાનાલાલ જ છે એ વાત ગુજરાતજાણીતી છે. જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં એમના રાસ પહોંચી ગયા છે. બીજા કોઇ વર્તમાન કવિના રાસ કવિવર ન્હાનાલાલ જેટલા થોડાક અપવાદ સિવાય ગુજરાતના ખૂણે ખૂણે ફરી વળ્યા નથી. કવિવરે પોતાના કાઠિયવાડના નિવાસ દરમિયાન અનેક રાસ ગરબાઓની રમઝટ જોઇ છે. એનો ઊંડો અભ્યાસ કર્યો છે. લોકગીતોના અલૌકિક ઢાળોને પોતાના કરી લીધા છે. સંઘજીવનનો સંપર્ક સાધ્યો છે અને આટલા મહાન તપ પછી જ ગુજરાતને એ પોતાના રાસ–ગીતો પાછળ ઘેલું કરી શક્યા છે.

કૌટુમ્બિક ભાવના અમરગીતો ગાનાર સ્વ. કવિ ખોટાદકરના રાસ-ગરબા ગુજરાતણના ગૃહશણગાર સમા છે.

અનેક ગુજરાતણોની જીભે ખોટાદકરની વ્હાલસોયી પંક્તિઓ વસી ગઇ છે; અને અનેક ગૃહકુંજોમાં એનો મીઠો ગુંજારવ થઇ રહ્યો છે.

'જનનીની જોડ સખિ ! નહિ જડે રે લોલ.'

'ભાભીના ભાવ મ્હને ભીંજવે રે લોલ.'

'સુન્દરી શીળે ભરી રે!'

'નણદી! આવોને મ્હારે આંગણે'

'દેરીડા સખિ! મનમીઠડો'

'મહિયરથી મોંઘાં રે મહિયર માતનાં,'

અને ખોટાદકરના જ શબ્દોમાં ખોટાદકરને કહેવાનું મન થઇ જાય છેઃ

'ત્હને વિધિએ વ્હાલપની વાત રે: શીખવી સાચી રે!
સુધા ઝરતો કરે સંસાર........'

સ્વ. ખોટાદકર જેવી ગૃહજીવનની ભાવનાઓ પોતાના રાસ-ગીતો દ્વારા બહુ ઓછા કવિઓએ વ્યક્ત કરી છે.

અને ટૂંક સમય ઉપર જ સ્વર્ગવાસી થયેલા શ્રી. ઉપેન્દ્રાચાર્યજીનો ફાળો પણ સાહિત્યસૃષ્ટિમાં ન્હાનોસૂનો નથી. સ્વર્ગસ્થ ગુજરાતના એક મહાન સાહિત્યકાર હતા. ગુજરાતના ઘણાક સાહિત્યકારોએ એમની અવગણના કરી હતી પણ હવે એમના સાહિત્યનાં મૂલ્યાંકન થવાનો સમય આવી પહોંચ્યો છે. આજે એ પોતે બીજી દુનિયાના નિવાસી થયા છે પણ એમના અમર સાહિત્યનો ગુજરાતને વારસો આપી ગયા છે. એમાં ય એમના રાસ-ગીતો હૃદયને ડોલાવે એવાં છે. એમાં સાહિત્ય સંગીત અને કલાનો સુમેળ સારો સધાયો છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી હું નિયમિત રીતે એમના વાર્ષિક ઉત્સવો નિહાળતો-એક અભ્યાસીની દૃષ્ટિએ. એ કલાકારે સ્વરચેલા અનેક ગરબા સ્વયંસ્થાપિત સંઘની બ્હેનો દ્વારા સ્વયંરંગભૂમિના તખ્તા ઉપર રજૂ કરાવ્યા હતા અને એમાના કેટલાક તો ગુજરાતને ખૂણે ખૂણે સંચર્યા છેઃ

'આવો રબારણ હો! મ્હારે નેસલડે!
ધનરાજ! ત્હારી વાદળીઓ.'

'ક્ષત્રાણી ! દાખવજે શૂર: ઉરજંગ જીતવાને.'

'એક ભારતનો સાચો માનવી.'

'ભારતના નામ અને કામ ઉપર વારી વારીઃ હોંસે ઉડાવો કુંકુમ.' વગેરે.

અન્ય રાસકવિઓમાં લોકપ્રિય કવિશ્રી ખબરદાર, શ્રી. કેશવ હ. શેઠ, શ્રી. ગોકુળદાસ રાયચુરા, શ્રી.'સ્નેહરશ્મિ', શ્રી. ત્રિભુવન વ્યાસ, શ્રી. લલિતજી, શ્રી. જનાર્દન પ્રભાસ્કર, શ્રી. ચન્દ્રકાન્ત ઓઝા, શ્રી. મેઘાણી, શ્રી. મનુ દવે વગેરેનાં નામો મુખ્ય ગણી શકાય.

'ગુણવન્તી ગુજરાત,' 'ધીમે ધીમે સરતી સરકતી ચાલી ઉષા,' 'ભીંજે મ્હારી આંખડલી' વગેરે કવિશ્રી ખબરદારના રાસો સુન્દર રીતે ગવાતા સાંભળ્યા છે.

શ્રી. કેશવ હ. શેઠ રચિત :

'નિર્જન વનવગડે અલી વાદળી ! જળ શાં ઢોળવા અમથાં ?'

જેવા અનેક રાસો લોકઝીલાતા થયા છે.

એ સિવાય જુદા જુદા લેખકોના જુદા જુદા પ્રસંગોએ સાંભળેલા રાસોમાં શ્રી. રાયચુરાકૃત 'સીતારામનાં સન્તાન' તથા 'બ્હેનો ! પધારો રાસમન્દિરે રે લોલ,' શ્રી. લલિતજીકૃત 'આવ્યા આવ્યા આષાઢીલા રાજ ! ડોલે એવાં હૈયાં, સખિ !', શ્રી. મનહરરામ મહેતાકૃત 'આવો, આવો, પધારો, મોંઘેરાં, મહેમાન !' સ્વ. કાન્તકૃત 'મહેમાનો ! ઓ વ્હાલાં પુનઃ પધારજો !' શ્રી.પ્રભાસ્કરકૃત 'ઊંડી ઊંડી આંબલિયાની કુંજે, હો રાજ ! છેડે એ કોણ બહાબંસરી ?' શ્રી. રમણિક ડી. મહેતાકૃત 'મોરલીમાં ગાયું એવું શું ત્હેં કનૈયા !' શ્રી. દુર્લભજી જોષીકૃત 'ડુંગરોમાં બોલે છે મોર,' શ્રી. મૂળજી વેદકૃત 'રાસેશ્વરી મા !' શ્રી. રસિકલાલ પરિખકૃત 'સખિ !

ગગને ચઢતો ચાંદલો,' શ્રી. મેઘાણીકૃત 'ભેટયે ઝૂલે છે તલવાર', શ્રી. મંજુ-લાલ મજમુદારકૃત 'પુનિત સન્તોનાં વૃન્દ', શ્રી. રામમોહનરાયકૃત 'જળ ભરવાને ચાલો રે ! મીઠડલાં જળ ભરવાં,' શ્રી. રસિક ત્રિપાઠીકૃત 'મથુરા વાટે મહિયારી એ મીઠડાં મહિડાં ધરતી,' શ્રી. શાન્તિકુમાર પંડ્યાકૃત 'પનઘટ વાટે પનિહારી એ ધીરા હગલાં ધરતી,' શ્રી. સુન્દરમ્‌કૃત 'રંગ રંગ વાદળિયાં,' શ્રી. સ્નેહરશ્મિકૃત 'ભૂલ્યાંને પન્થ સન્ત ! દીવા ધરો', શ્રી. સુન્દરલાલ પરિખકૃત 'સન્ત તણાં દર્શનઃ અહો ! એ સન્ત તણાં દર્શન' વગેરેનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. કારણ કે એ બધાએ રાસો લોકઝીલાતા થઇ ચૂક્યા છે.

છેલ્લાં થોડાંક વર્ષોમાં રાસસાહિત્ય ખૂબ પાંગર્યું છે પણ બહુ લંબાણ થવાના ભયથી જુદા જુદા કવિઓના રાસસંગ્રહો સંબંધી વિસ્તારમાં નથી ઉતરતો.

મ્હારા પણ ચાર રાસસંગ્રહો બહાર પડી ચૂક્યા છે ને ગુણગરવી ગુજ-રાતણો જ્યાં જ્યાં વસે છે ત્યાં ત્યાં દૂર દૂર આફ્રિકા સુધી એમાંના કેટલાક રાસગરબાઓ પાંખો કરી ઊડી ગયા છે.

વર્તમાન રાસસાહિત્યમાં કેટલીક લેખિકાઓએ પણ પોતાનો ફાળો નોંધાવ્યો છે એ આનન્દની વાત છે. એમાં સૌ. દીપકબા દેસાઇ, શ્રી. જયમન-ગૌરી પાઠકજી, શ્રી. જયંતીદેવી, શ્રી. જ્યોત્સ્ના શુક્લ, સૌ૦ હંસા મહેતા, સૌ૦ સવિતાલક્ષ્મી બુચ, સ્વ૦ રસમનબ્હેન બક્ષી, સૌ૦ સુશીલા તારમાસ્તર તથા સૌ૦ હસુમતી દેસાઇ વગેરેનાં નામ ગણાવી શકાય.

આ સિવાય લોકગીતોએ પણ જનતાના હૃદયમાં પોતાનું સ્થાન જમાવ્યું છે. એ દિશાનો પહેલો પ્રયાસ સ્વ. રણજીતરામભાઇનો. ત્યાર પછીના સંશો-ધકોમાં શ્રી. ઝવેરચન્દ મેઘાણી અને શ્રી. ગોકુળદાસ રાયચુરા મોખરે આવે છે. બન્નેએ એ સાહિત્યના ઉદ્ધાર માટે ખૂબ શ્રમ લીધો છે અને સમગ્ર ગુજ-

રાતને પોતાની જૂની ખોવાયેલી ને વિસરાયલી મિલ્કત શોધી આપી છે. શ્રી. મેઘાણીના 'રઢિયાળી રાત'ના ત્રણે ભાગો તેમ જ શ્રી.રાયચુરાનો 'રસિયાંના રાસ' નામનો સંગ્રહ—એ રાસસાહિત્યના અભ્યાસીઓ માટે ખૂબ ઉપયોગના છે. ગુજરાતણોએ પણ એ સંગ્રહોને ખૂબ અપનાવ્યા છે.

આ પ્રસંગે લોકસાહિત્યના એક અભ્યાસીનું વિસરાઇ ગયેલું નામ સંભારતાં આનન્દ થાય છે. 'ગુજરાતી જૂનાં ગીતો' એ નામથી લીંબડીના સ્વ૰ ભવાનીશંકર નરસિંહરામે જૂનાં ગીતોનો એક ન્હાનકડો સંગ્રહ ૧૯૧૨ માં પ્રસિદ્ધ કર્યો હતો. એમાં હાલરડાં, ઉખાણાં તેમ જ કેટલાંક પ્રચલિત લોકગીતોનો સંગ્રહ એના સંપાદકે ખૂબ પ્રયત્ન કરી તૈયાર કર્યો હતો. લોકસાહિત્યના સંશોધકોમાં આ પુસ્તકના સંપાદકનું નામ પણ અવશ્ય યાદ કરવું જોઇએ.

ગુજરાતનાં જ પ્રાચીન લોકગીતોનો એક સંગ્રહ પાટણના મ્હારા મિત્ર કનૈયાલાલ વૈદ્યે 'પટોળાં'ના નામથી ખૂબ શ્રમપૂર્વક તૈયાર કર્યો છે. એની પાછળ એ લોકસાહિત્ય ઘેલાએ લગભગ ચારસો રૂપીઆ જેટલી રકમ ખરચી નાંખી છે. પાટણની આસપાસના પ્રદેશમાં ઘૂમી ઘૂમી હલકા ગણાતા વર્ગને મ્હોં માગ્યાં મૂલ્ય આપી એણે એ ગીતો સંપાદન કર્યાં છે. સાતેક વર્ષથી એ પુસ્તકનો ઘણો ખરો ભાગ છપાઇ ને છાપખાનામાં કેટલીક અનિવાર્ય મુશ્કેલીઓને અંગે પડી રહ્યો છે. એ જ્યારે બહાર પડશે ત્યારે ગુજરાતને એનાં દર્શન ભાવભર્યાં થશે.

ગરબાનું ગૌરવવન્તુ પર્વ એટલે નવરાત્ર. સદીઓથી ગરવી ગુજરાતણો એ મહામૂલો ઉત્સવ ઉજવતી આવી છે. પહેલાં નવરાત્રિના નવલા દિવસોમાં અને શુક્લ પક્ષનાં અજવાળિયાંઓમાં આનન્દોત્સવ ઉજવાતા. આજે સમયના પરિવર્તન સાથે અનેક જાહેર સંસ્થાઓના વાર્ષિક સંમેલન પ્રસંગોએ તેમજ ઘણેખરે સ્થળે લગ્નોત્સવ જેવા મંગળ પ્રસંગોએ ગુજરાતણોના ગૌરવવન્તા ગરબાનો કાર્યક્રમ રખાય છે. રામનવમી, જન્માષ્ટમી, ગૌરીવ્રત,

વટસાવિત્રીવ્રત, કાજળી, કે વસન્તપંચમી વગેરે નિમિત્તે પણ રાસોત્સવો ઉજવાતા ને ઉજવાય છે.

જાહેર સંસ્થાઓ તરફથી આવા ઉત્સવો ઉજવવાની અમદાવાદમાં શરૂઆત શ્રી. વિદ્યાબ્હેન નીલકંઠ અને શ્રી. શારદાબ્હેન મહેતાએ કરી હતી. વડોદરામાં શરૂઆત કરનાર શ્રી. ભરતરામ મહેતા છે. એમણે ૧૯૨૫ માં વડોદરા સાહિત્યસભા દ્વારા શરદુત્સવ ઉજવ્યો હતો. અને કદાચ એ ગુજરાતનો પ્રથમ શરદુત્સવ હતો. એની પૂર્વે ઇચ્છા તે રાધાના રાસ સાંભળવાને નરસિંહજીની પેઠે દૂર દૂરના અનેક રાસરસિયાં વડોદરે આવતા. આજે તો ગુજરાત અને ગુજરાત બહાર—જ્યાં જ્યાં ગુજરાતીઓ રહે છે ત્યાં ત્યાં આવા અનેક રાસ–ગરબાના મંગળ ઉત્સવો ઉજવાય છે.

સંસ્થાઓ તરફથી ઉજવાતા સંમેલનોમાં ગરબાનો કાર્યક્રમ આકર્ષક રાખવામાં આવે છે. એમાં ગીત કે ગરબાના ભાવ પ્રમાણે અભિનયકલાનું તત્ત્વ ઉમેરવામાં આવ્યું છે. પરિણામે ગરબો કે રાસ વધારે ભાવવાહી બને છે.

રંગબેરંગી દાંડિયા, રૂમઝુમ રણકારો કરતી ખંજરીઓ, કર્ણપ્રિય મંજીરા, બંસરી વગેરે સાજ સાથેની મોહક રચનાએ રજૂ થતા રાસની રમઝટ જોવી એ ગુજરાતીઓનું પરમ સૌભાગ્ય છે. હાથમાં ન્હાની ગાગરને હિલોળા ખવડાવતી ગરબે ઘૂમતી અને મીઠી હલકથી અલબેલો ગરબો ગાતી ગુજરાતણને નિહાળવી એ પણ જીવનની એક અમૂલી મોજ છે.

'સખિ ! આવે આવે ને ઓસરે
પાણીડાં કેમ ભરિયે ?'

એવા બોલ હૃદયસાગરને હિલોળે ચડાવે છે. વળી રાસમાં ગોફગુંથન પણ રચાય છે. રાસને શણગારવા ગુજરાતણ–રસરસિયણ [illegible] નાગ કલા અને સંસ્કારના રંગ પૂરે છે—પોતાનો પ્રાણ પાથરે છે. અજબ રંગીન વસ્ત્રાભૂષણની અજબ રંગીન કલાનાં દર્શ

ઉત્સવ પ્રસંગોએ જ થઇ શકે છે. કલામાં ગુજરાતણ પોતાનો આત્મા ગુંથે એ આનન્દની વાત છે. આ પ્રસંગે મ્હારે એક વસ્તુ તરફ ગુજરાતણ બ્હેનોનું લક્ષ્ય ખેંચવાનું છે કે વિદેશી વસ્ત્રોનો ઉપયોગ ન જ કરવામાં આવે. વિદેશી વસ્ત્રોનો ઉપયોગ એ વિદેશના ખાણાપીણાના ઉપયોગ સમો છે.

રાસ દ્વારા સ્ત્રીઓને સુન્દર વ્યાયામ મળે છે. મન તેમ જ શરીરનો. સ્ત્રીહૃદયમાં ઊંચા ભાવો જાગે છે. નવી ચેતના સ્ફુરે છે. જીવનમાં ઉલ્લાસ જાગે છે. આવા રાસોત્સવો વખતે એ પોતાની પીડાઓ ભૂલી આનન્દોત્સવ માણે છે અને અનુભવે છે કે :

'આજની ઘડી રળિયામણી રે!'

આવા પ્રસંગોએ સ્ત્રીઓ આનન્દભરી તાળી લેતાં, અંતરના ભાવભર્યા ગરબા ગાતાં, અને ગોળકુંડાળે ઘૂમી રમણે ચડતાં જીવનની આનન્દઘડીઓ અનુભવે છે.

રાસ-ગરબાને વધારેમાં વધારે નૃત્યનું સ્વરૂપ આપવામાં આવે છે એ પણ અયોગ્ય છે. એમ થવાથી એનું આકર્ષક તત્ત્વ એની હલક તથા તાલ વગેરેનું લાલિત્ય સચવાતું નથી. હમણાં હમણાં તો કેટલેક સ્થળે ગરબામાં રાગદારી દાખલ કરવાના સફળ નિષ્ફળ પ્રયત્નો પણ થઇ રહ્યા છે. પણ નિદાન એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે ઉસ્તાદી ગીતો ગરબામાં ન પેસે તો સારૂં. કવિવર ન્હાનાલાલે ખરૂં જ કહ્યું છે કેઃ

"રાસમાં નર્તકીનું નૃત્ય ન હોય, સોહાગણનું લાલિત્ય હોય; રાસમાં ગાનારીના ગીતપલટા ન હોય, કુલવન્તીની કમનીયતા હોય; રાસમાં નખરાં ન હોય, ગૃહણીભાવની ગૃહિણીસહજ લજ્જારેખાવલિ હોય."

આ વસ્તુ તરફ સંમેલન સંયોજકોનું ધ્યાન ખેંચાય એ જરૂરનું છે.

ઉદયશંકર જેવા જગવિખ્યાત નૃત્યકારને પણ ગુજરાતણોના ગરબા નિહાળી નૃત્યની પ્રેરણા મળી છે એમ એ પોતે કહે છે. જગત્નર્તકી મેડમ પાવલોવા પણ રાસ જોઇ મોહ પામી હતી.

ગુજરાતી સાહિત્યમાં રાસનું સાહિત્ય ઘણું વધી પડયું છે. ઘણા ખરા કવિઓના જુદા જુદા ચાળીસેક રાસસંગ્રહો બહાર પડી ચૂક્યા છે. તે ઉપરાંત જુદા જુદા કવિઓના રાસ–ગીતોથી સંપાદિત થયેલા કેટલાક સંગ્રહો પણ બહાર પડી ચૂક્યા છે. આ જાતનો સૌથી પહેલો અને જૂનો સંગ્રહ તે ચતુર-સુન્દર સ્ત્રીવિલાસ ગરબાવળી. એમાં ગુજરાતના પ્રાચીન લોકકવિઓના રાસ –ગરબા–ગરબીઓ ઉપરાંત કેટલાંક પ્રાચીન લોકગીતો તેમ જ લગ્નગીતોનો સમાવેશ થાય છે.

વર્તમાન કવિઓમાંના રાસોમાંથી ચુંટી કાઢી સાથે થોડાક પ્રાચીન રાસો લેવાઇ તૈયાર થયેલા સંગ્રહો અત્યારે મુખ્યત્વે ત્રણ છે. ત્રણે સંગ્રહો વિવિધ જાતનાં રાસફૂલડાંની ફોરમથી મધમધ મ્હેકે છે. જાણે રાસફૂલડાંની છલકન્તી છાબો ન હોય ! એમાંનો એક સંગ્રહ ' રાસકુંજ ' છે. એના તૈયાર કરનાર એક રાસસાહિત્યના ઊંડા અભ્યાસી બ્હેન છે. એમનું નામ શ્રીમતી શાન્તિબ્હેન બરફીવાળા. બીજો સંગ્રહ શ્રી. રામમોહનરાય, લલિતજી, શ્રી. કેશવ શેઠ, શ્રી. રમણિક મહેતા અને શ્રી. જગુભાઇ રાવળ જેવા પાંચ રાસ કવિઓદ્વારા સંપાદિત થયેલો છે. તેનું નામ 'રાસમાલિની'. અને ત્રીજો સંગ્રહ છે 'રાસ રજની' નામનો. આ ત્રણે સંગ્રહો લોકપ્રિય બન્યા છે. પણ એ ત્રણેય એક બીજાના પૂરક જેવા છે. એ ત્રણેમાં અમુક રાસ–ગરબા સર્વસામાન્ય છે. જો કે એ ત્રણેનું વ્યક્તિત્વ અમુક ખાસ તત્વોને અંગે અનોખું છે.

રાસસાહિત્યના અભ્યસીઓને અતિ ઉપયોગી થઈ પડે એવો એક સંગ્રહ ગુજરાતણોનો ગીતકલ્લોલ–શ્રી. મંજુલાલ મજમુંદારે ખૂબ મહેનત લઇ તૈયાર કર્યો છે. એમાં રાસના મૂળોનો સુન્દર ઇતિહાસ એના સંપાદકે રજૂ કર્યો છે. પણ હજુ એ અપ્રગટ છે. એ પ્રગટ થશે ત્ય

રાતને રાસસાહિત્યનું એક અનોખું પુસ્તક સાંપડશે.

રાસના સંગ્રહોની જ બાબતમાં હું એક વધારે વાત કહેવા માંગુ છું. આટલેથી રાસના સંપાદિત સંગ્રહોની સંખ્યા અટકતી નથી.

' ગણ્યા ગણાય નહિ
વીણ્યા વીણાય નહિ
છાબડીમાં માય નહિ '

એટલા રાસો આજ ગુજરાતી સાહિત્યમાં લખાયા છે. ગુજરાતણને ઘેર ઘેર ગરબાઓનો સ્વયં પસંદગીનો અકેકો સંગ્રહ હોય છે. ખાસ કરીને શાળાઓમાં ભણતી કુમારિકાઓ પોતાને મનપસંદ રાસ-ગરબા-ગીતો પોતાની નોટબૂકમાં ઊતારી લઇ પોતાનો એક સ્વતંત્ર સંગ્રહ તૈયાર કરે છે. અને એ રીતે દરેક ગુજરાતીને ઘેર નિદાન એક રાસસંગ્રહ હોય છે–પછી એ હસ્તલિખિત હોય કે છપાએલો. આ ઉપરથી એટલું તો ચોક્કસ થાય છે કે ગુજરાતણોનો રાસ–ગરબાનો શોખ દિવસે દિવસ વધતો જાય છે.

આજ કેટલેક સ્થળેથી એવી બૂમ આવે છે કે દિવસે દિવસે શેરીઓ ગરબા સૂની થતી જાય છે. એનું કારણ એ નથી કે સ્રીઓ ગરબાઓ સામે પોતાનો અણગમો વ્યક્ત કરે છે પણ એનાં અનેક કારણો છે અને જરા ધ્યાનપૂર્વક અભ્યાસ કરનારને સહેજે સમજી શકાય એવાં છે. છતાં ય ગુજ-રાતણોનો પ્રેમ એમના રાસ–ગરબા પ્રતિ દિવસે દિવસે વધતો જાય છે એમાં જરા યે શંકા નથી. શેરીઓ રાસસૂની થાય છે પણ ઉત્સવો રાસસૂના થતા નથી.

ગરબાના અભ્યાસી થવું હોય એણે તો ગામેગામ ને શેરીએ શેરીએ ઘૂમવું જોઇએ અને લોકહૃદયની લાગણીને હૃદયમાં ઊતારવી જોઇએ. નવા નવા ઢાળ, સ્રીહૃદયની ઊર્મિઓ અને કોકિલા સમા કંઠમાંથી ગવતાં રસગીત–એ બધું સાંભળી પોતાના અભ્યાસમાં ઊતારવું જોઇએ. તો જ સમૂહ માટેનાં ગીતો–વૃન્દગીતો–ગરબાઓ રચવામાં સફળતા મળી શકે.

પોતાના પુરોગામીઓનું ઋણ દરેકને માથે હોય છે. પછી એ કાવ્ય-પ્રદેશમાં પ્રવાસ કરતો હોય કે સાહિત્યના બીજા કોઈ પ્રદેશમાં. બાકી હમણાં હમણાં તો રાસનો ફાલ ખૂબ વધે જ જાય છે. કોઈ એક કવિનો અમુક ગરબો લોકઝીલાતો થયો કે એના એકથી વધારે અનુકરણો–નકલો તૈયાર થવા માંડે છે. અલબત નકલી ગીતોનું આયુષ્ય ઝાઝું નથી હોતું. नायमात्मा बलहीनेन लभ्यः અનુકરણ કરનારા જ્યારે એકદમ ચોરી જ કરી લે છે ત્યારે એના મૂળ લેખકને ખૂબ અન્યાય થાય છે. નકલ કરનારા મિત્રો પોતાનો અભ્યાસ વધારી સ્વયંપ્રકાશે ઝળકે તો ગુજરાતને કંઇક આપી શકે. બાકી બધા કવિઓની પ્રતિભા એકસરખી ક્યાંથી હોય? ખોટું અનુકરણ કરનારાઓની સંખ્યા વધતી જાય છે એટલે જ રાસસાહિત્ય વગોવાવા માંડયું છે. એક વિષય ઉપર અનેક કવિઓ જુદા જુદા દષ્ટિબિન્દુથી લખે છે પણ તેથી કંઇ એ વિષય લઇને લખનારાઓનાં રાસગીતો અર્થહીન છે એવો ધ્વનિ કાઢતાં પહેલાં કહેનારે એ જોવું જોઇએ કે કવિએ લીધેલી કલ્પના નવી છે કે જૂની? એ કલ્પના પાછળ કયું દષ્ટિબિન્દુ છે? કયા સંજોગોમાં એનું સર્જન થયું છે? એમાં કવિતાનો આત્મા રસ રેડાયો છે કે માત્ર એ શબ્દશૃંગારનું ઘડતર બન્યુ છે? વગેરે બાબતો ધ્યાન ઉપર લેવાઇ વિવેચન થવાની જરૂર છે. અને એ રીતે થયેલા વિવેચન માર્ગદર્શક થઇ પડશે.

ગુજરાત ખરેખર ગીતોની ભૂમિકા છે. ગુજરાતણના રાસ-ગરબાનું સ્થાન જગતભરના સાહિત્યમાં અનોખું છે. ગુજરાત અને ગુજરાતી પોતાના સાહિત્યના આ વિશિષ્ઠ અંગ માટે જરૂર ગૌરવ લઇ શકે.

જગતના મહારાસધારી રાસેશ્વર શ્રીકૃષ્ણદીધા રાસના અમૂલ્ય વારસામાં વૃદ્ધિ કરી ગુજરાતણો જીવનમાં અમૃત સીંચે અને ગુજરાતની ગહકુંજોને અમૃતે છલકાવે એવી અભિલાષા મ્હારા જેવો રાસ રચનારો ગુર્જર સન્તાન જરૂર રાખી શકે.

# રાસવર્ણન

ॐ

આનન્દકન્દ, નન્દ-નન્દ, છન્દ રાગ રાગણી,
વેણુ વાય, ગીત ગાય, સરલ સહુ સોહામણી;
રૂપ સરસ, સોળ વરસ, રમે અંક લેઇ લેઇ
ગોપાળ-લાલ, શરદ-કાળ, રમે રાસ થેઇ થેઇ.

સ્વરૂપ શ્યામ, કોટિ કામ, વામદક્ષિણ સુન્દરીઃ
ગોપી સાથ, મધ્ય નાથ, હાથ બે સ્કંધે ધરી;
કંદર્પ દર્પ, તર્પ તર્પ, બાંહે બાંહે દેઇ દેઇ
ગોપાળ-લાલ, શરદ-કાળ, રમે રાસ થેઇ થેઇ.

ઝમક તાલ, ઝીજબાળ, રસાળ ગીત ભાખતી:
ભ્રમણ રમણ, નેહ નમણ રૂપ હૃદે રાખતી;
અધર ડસે, ચીર ખસે, હસ્તે તાળી દેઇ દેઇ
ગોપાળ-લાલ, શરદ-કાળ, રમે રાસ થેઇ થેઇ.

(ચિત્ત) ચોરટી કો, ગોરટી કો, શ્યામળી સોહામણીઃ
કો સોહિની, મનમોહિની, કટાક્ષ કીકી કામની;
રાસરમણ, ભ્રમણ નમણ, લીલા કહું કેઇ કેઇ;
ગોપાળ-લાલ, શરદ-કાળ, રમે રાસ થેઇ થેઇ.

—મહાકવિ પ્રેમાનન્દ

# મ્હારી ફૂલવાડીએ

❦

[ઢાળ : જાતી પૂજારણ રે ! ક્યાં તું ઉતાવળી ?]

આવો સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ;
ખેલે ત્યાં વ્હાલની વસન્તઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

મ્હારી ફૂલવાડીએ હો ! કે બુલબુલ બોલે, સોહાગણ !
ફોરે ત્યાં ફૂલડાં અનન્તઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

ફુવારા સ્નેહનાં હો ! કે છાંટણાં છાંટે, સોહાગણ !
રંગતની રેલતી ત્યાં રેલઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

ગાતી કોયલડી હો ! કે ગીત અણસુણ્યાં, સોહાગણ !
નર્તન્તા મોરલા ને ઢેલઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

આંબાની ડાળિયે હો ! કે હીંચકો બાંધ્યો, સોહાગણ !
હીંચીશું ગુંજતાં કૈં ગીતઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

કોડીલું કાળજું હો ! કે ન્હોતરે નેહે, સોહાગણ !
ચેતનાએ ચડશે હો ! ચિત્તઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

# મધુરો ઉત્સવ

[ ઢાળ : સાકર કેરા પડ્યા, સાહેલી રે ! ]

મધુરો ઉત્સવ આજનો, સાહેલી રે !
સજીએ સુન્દર સાજ, હો સાહેલી રે !

ચોકે પૂરીએ સાથિયા, સાહેલી રે !
વચમાં મૂકીએ દીપિકા, સાહેલી રે !

છાંટો કુંકુમ છાંટણાં, સાહેલી રે !
શરદે દીધાં વધામણાં, સાહેલી રે !

ગરબે ઘૂમીએ રંગથી, સાહેલી રે !
ગરબા ગાતાં ઉમંગથી, સાહેલી રે !

તાળી લઈએ તાલથી, સાહેલી રે !
ઠમકો દઈએ ભાવથી, સાહેલી રે !

રમવા આવશે દેવીઓ, સાહેલી રે !
રંગત જામશે કેવી, હો ! સાહેલી રે !

# રસલેખન

[ ઢાળ: રૂપેરી ઓઢણી સોહાય ]

મંગળ માંડવો સોહે :
આવો ખેલવા સજનિ !
દેખી આંખડી મોહે :
રમીએ રંગથી રજની.

નીસર્યો ઇન્દુ વ્યોમવિહારે :
રમતાં રમતાં પુણ્ય પ્રસારે :

ધુર ગીતડાં ગાતાં :
આવો ખેલવા સજનિ !
પીયૂષ ઉરનાં પાતાં :
રમીએ રંગથી રજની.

પાડે મધુરી તારક તાળી :
દીસે રજની શી રઢિયાળી :

અંતર ભાવની માળા :
આવો ગુંથીએ સજનિ !
રચતાં રાસ રઢિયાળા :
રમીએ રંગથી રજની.

# સંબોધન

ઉરમાં આનન્દિની રે ! આશા સ્ફુરાવજે ;
રેલજે સુભાવભર્યા રાસ :
વેરજે લલિત મન્દ હાસ :
આનન્દિની રે ! આશા સ્ફુરાવજે.

પ્રાણમાં પ્રવાસિની રે ! ચેતન તું પૂરજે ;
બોલજે આનન્દભર્યા બોલ :
જીવનમાં ઢોળજે કલ્લોલ :
પ્રવાસિની રે ! ચેતન તું પૂરજે.

સુરની સન્દેશિની રે ! દુનિયાને પ્રેરજે ;
દેવોના દિવ્ય કૈં આદેશ :
સૂરજના તેજના સન્દેશ :
સન્દેશિની રે ! દુનિયાને પ્રેરજે.

વિશ્વની વિહારિણી રે ! જીવનને રંગજે ;
શીખવજે સ્નેહભરી વાત :
ગાજે કૈં ગીત સાત સાત :
વિહારિણી રે ! જીવનને રંગજે.

પુણ્યની પ્રકાશિની રે ! વિશ્વને ઉજાળજે ;
ટાળી ઉર ઉરના અન્ધાર :
રેલી તેજ તેજના અંબાર :
પ્રકાશિની રે ! વિશ્વને ઉજાળજે.

# સ્વપ્નાને સોહાગ

ॐ

હું તો સ્વપ્નોને સોહાગઃ
રમતી રંગભરેલીઃ
સખિ ! આશાને અનુરાગઃ
રમતી રંગભરેલી.

ચૌદલોકમાં ઘૂમતી ભાવે, દૂર દૂર પુણ્ય પ્રદેશ;
ફૂદડી ફરતી ચુંદડી ઓઢું,
ગુંથું તારલિયાને કેશઃ
રમતી રંગભરેલી.
હું તો૦

મ્હારી ભાષા કોઇ ના સમજે, સમજે કેમ કરી મુજ ઉર ?
તો યે ગાતી ગીત અનોખાં,
સ્વપ્નો દૂરનાં દૂરઃ
રમતી રંગભરેલી.
હું તો૦

અમરભૂમિ મુજ આંખે જોઇ, જોયો ચાંદલિયાનો દેશ;
રૂપરૂપના અંબાર નિહાળ્યા,
અલબેલા સહુ વેષઃ
રમતી રંગભરેલી.
હું તો૦

# હું

卐

હું તો ગઇ'તી પ્રકાશને પ્રદેશઃ
હાં રે ! હું તો ગઇ'તી પ્રકાશને પ્રદેશઃ
કે ઉર મ્હારૂં રંગવા, સખિ !

મ્હારૂં રૂપ શું થયું અનુપઃ
હાં રે ! મ્હારૂં રૂપ શું થયું અનુપઃ
કે જોડ ના કૈં જગમાં, સખિ !
હું તો૦

કોઇ કહે અપ્સરા ને કોઇ દેવનન્દિની;
કોઇ નાગકન્યકા ને કોઇ કહે આનન્દિની.

હું તો ઝબક ઝબક ઝબકું:
મલક મલક મલકું:
નયન નયન પલકું:
કે પ્રાણનો પ્રકાશ રેડતી, સખિ !
હું તો૦

# ન્હાનીશી વાત

ૐ

કહું ન્હાનીશી વાત:
કહું ન્હાનીશી વાત:
હતી રૂપાળી રાત:
હતી રૂપાળી રાત:
આંગણુંમાં ખેલતી ઉમંગથી.

ચાલું ધીમીશી ચાલ:
ચાલું ધીમીશી ચાલ:
લાગે ચાંદની રસાળ:
લાગે ચાંદની રસાળ:
આંગણુંમાં ખેલતી ઉમંગથી.

ચાલે મ્હારી સંગાથ:
ચાલે મ્હારી સંગાથ:
પેલો રજનીનો નાથ:
પેલો રજનીનો નાથ:
આંગણુંમાં ખેલતી ઉમંગથી.

બોલું ધીમેથી બોલ:
બોલું ધીમેથી બોલ:
કેવો કરતો કલ્લોલ:
કેવો કરતો કલ્લોલ:
આંગણુંમાં ખેલતી ઉમંગથી.

ધીમે વાતો સમીર:
ધીમે વાતો સમીર:
ન્હાતી ચાંદાને નીર:
ન્હાતી નીતરતે નીર:
આંગણુંમાં ખેલતી ઉમંગથી.

કેવી વીરાની જોડ:
કેવી વીરાની જોડ:
હું તો અંતરને કોડ:
હું તો અંતરને કોડ:
આંગણુંમાં ખેલતી ઉમંગથી.

## ફૂલ સોહાગી

અમે ન્હાના ન્હાનાં ફૂલ સોહાગી:
લગની જગને ફૂલની લાગી:
અમે ન્હાનાં ન્હાનાં ફૂલ સોહાગી.

પ્રકૃતિરંગ્યા રંગ અનોખા, જોતાં આંખ ધરાય;
પ્રાણ પ્રફુલ્લે પુણ્ય ઝીલન્તાં, નિર્મળતામાં ન્હાય.
અમે૦

રૂપ અનુપમ દેવદીધેલું, સુન્દર શું સોહાય;
સુવાસ અમારી સ્નેહ ભરેલી, વિશ્વ વિષે પથરાય.
અમે૦

અનિલ ઝુલાવે, લાડ લડાવે, વીંઝણો ઢોળી જાય;
આશાભરિયાં આવી લેતાં, રંગત રેલી વિદાય.
અમે૦

વસન્ત આવે, મધુરપ લાવે, મીઠાં ગીત સુણાય;
અલકમલકની કૈં વાત રસીલી, અલબેલી કહી જાય.
અમે૦

માલણ કેવી કલા ભરેલી, બાગબગીચે જાય;
છલકન્તી ફૂલછાબ ગ્રહીને, અંતરિયે મલકાય.
અમે૦

લલિત મનોહર માળા ગુંથતાં, ભાવ હૃદય ઉભરાય;
પુનિત પૂજારી જગજીવનને, માળ ધરી હરખાય.
અમે૦

વનવનનાં કૈં રંગ કુસુમડાં, સરિતા છાબની માંય;
હસતાં હસતાં સાયરરાણો, ઝીલે ફૂલ બધાંય.
અમે૦

તારક સુંઘે, ચંદર સુંઘે, સુંઘે સૂરજ રાય;
વિષ્ણુ સુંઘે, લક્ષ્મી સુંઘે, આતમ ઝોલાં ખાય.
અમે૦

માનવતાના મન્ત્ર મધુરા, શીખે લોક સદાય;
માનવતાથી જીવન્ જગમાં, ઉજળાં કેવાં થાય.
અમે૦

# બનું હું ફૂલડું

✿

[ ઢાળ : પુરનો મોરલો, હો રાજ ! ]

બનું જો ફૂલડું હું બ્હેન !
મધુરૂં ફૂલડું હું બ્હેન !
જગમાં મઘમઘ મઘમઘ મ્હેકું:
મધુરૂં ફૂલડું હું બ્હેન !
મનોહર ફૂલડું હું બ્હેન !
બનું જો૦

રઢિયાળી શો રંગ દિસે:
ઉમંગ ઢળન્તો ઉર વિષે:
પ્રસરે ફોરમ દિશ દિશે:
બનું જો૦

ખીલન્તું ફૂલડું હું બ્હેન !
મલપતું ફૂલડું હું બ્હેન !
બનું જો૦

જગમાં રસભર મનહર રાચું:
રસીલું ફૂલડું હું બ્હેન !
અમોલું ફૂલડું હું બ્હેન !
બનું જો૦

# સોણલાંપરી

[ ઢાળ : આવેલ આશા ભર્યાં રે ! ]

છલકે છે મ્હારી છાબડી
    કે મહીં મૂક્યાં છે સોણલાં અમૂલ રે:
        સોણલાં વ્હાલે વ્હેંચું રે !

આવી દૂરેથી હું એકલી
    ને મ્હારૂં હરખે છે દિલડું પ્રફુલ્લ રે:
        સોણલાં વ્હાલે વ્હેંચું રે !

લેતાં તો ઠરશે દિલડું
    ને એની વ્હાલપ ફોરશે અપાર રે:
        સોણલાં વ્હાલે વ્હેંચું રે !

દેવોના દેશ કેરી માલણી
    કે આજ આવી ને જગને દ્વાર રે:
        સોણલાં વ્હાલે વ્હેંચું રે !

# રંગમાં રમતી'તી

[ ઢાળ : હું તો ગઇ'તી કદમ્બને ઝાડે : કદમ્બનાં ફૂલ લેવા ]

હું તો સરિતાનાં નીરની સાથે કે રંગમાં રમતી'તી:
હું તો કરતી'તી સ્નેહના કલ્લોલ: ઉમંગમાં રમતી'તી.

હું તો ચાંદલાના ચૉકમાં દોડી કે રંગમાં રમતી'તી:
હું તો ભણતી'તી ભાવભર્યા બોલ : ઉમંગમાં રમતી'તી.

હું તો પૂર્ણિમાની રસભરી રાતે કે રંગમાં રમતી'તી:
હું તો ન્હાતી પ્રકાશ કેરે નીર : ઉમંગમાં રમતી'તી.

હું તો વાદળીનાં વૃન્દની સાથે કે રંગમાં રમતી'તી:
હું તો ઓઢન્તી રંગભર્યાં ચીર : ઉમંગમાં રમતી'તી.

હું તો કોકિલાની કુંજમાં ભાવે કે રંગમાં રમતી'તી:
હું તો શીખતી'તી રસભર્યાં ગીત : ઉમંગમાં રમતી'તી.

હું તો મોરલાનાં વૃન્દમાં વ્હાલે કે રંગમાં રમતી'તી:
હું તો શીખતી'તી નૃત્ય આણી પ્રીત: ઉમંગમાં રમતી'તી

# લગ્નને સોપાન

ॐ

ઊભી લગ્નને સોપાન :
દેવા દિલ કેરૂં દાન :
લેવા જિન્દગીની લ્હાણ :
હૃદય રંગ રેલતી કુમારિકા.

સુકાની ઝાલશે સુકાન :
અમર પીશે પ્રીત પાન :
લલિત વ્હેશે જીવન-વ્હાણ:
હૃદય રંગ રેલતી કુમારિકા.

મ્હેકે જીવનનો ઉદ્યાન :
હૃદય ડોલે દિવ્ય તાન :
કરવા પ્રીતનું પ્રયાણ :
હૃદય રંગ રેલતી કુમારિકા.

દેખી સ્નેહીનાં સન્માન :
મધુર ગાશે દેવગાન :
થશે આત્મનું કલ્યાણ :
હૃદય રંગ રેલતી કુમારિકા.

# પ્રેમ-મન્ત્ર

ૐ

થનગન થનગન નાચો :
હો ! રમતાં રંગે રાચો.

ફૂલડે ફૂલડે બ્રહ્મલખેલી :
કવિતાઓ કંઇ અલબેલી :
રૂમઝુમ જાતાં રસઘેલી :
મન્ત્રો મધુરા વાંચો :
હો ! રમતા રંગે રાચો.

મનોહર મોર તણી સંગે :
ઇન્દ્રવેલના અનુપમ રંગે :
હૈયું છલકે દિવ્ય તરંગે :
અનુભવના રોમાંચો :
હો ! રમતા રંગે રાચો.

પ્રેમલક્ષણા પ્રગટે ભક્તિ :
સ્નેહ-સોહાગણુ નવલી શક્તિ :
જીવન જગનાં ઉચરે ઉક્તિ :
પ્રેમ-મન્ત્ર છે સાચો :
હો ! રમતા રંગે રાચો.

# લીમડાની છાંય

લીમડાની છાંય મ્હને લાગે મીઠી:
સ્મૃતિને ફલકે કો છાયા દીઠી :
સોણુલાંની યાદ ત્યાંહી જાગે મીઠી: લીમડાની૦

લીમડાની ડાળિયે બાંધ્યો છે હીંચકો;
ઝૂલતી હું સ્નેહને સમીર :
છાંય મ્હને લાગે મીઠી. લીમડાની૦

પૂર્વ ને પશ્ચિમ મ્હારો ઝૂલન્તો હીંચકો;
ન્હાતી હું ભાવનાને નીર :
છાંય મ્હને લાગે મીઠી. લીમડાની૦

પ્રીતમની પ્રીત રીત ઊતરતી ઉરમાં;
મીચન્તી આંખડી લગીર :
છાંય મ્હને લાગે મીઠી. લીમડાની૦

દેવ તણા દેશના કો સુન્દર ઉદ્યાનમાં;
સૂતી'તી ઢાળી હું તો શિર:
છાંય મ્હને લાગે મીઠી. લીમડાની૦

તારીને તીર માર્યું વાગ્યું છે નેણમાં;
બની છું ત્યારની અધીર :
છાંય મ્હને લાગે મીઠી. લીમડાની૦

# જીવનવસન્ત

ॐ

મ્હારા જીવનમાં જાગતી વસન્ત : ફાગ હું ખેલી રહું :
મ્હારા અંતરની આશ છે અનન્ત : રંગ હું રેલી રહું.

ડાળીમાં કલ્લોલગીત ગાતી આજ કોયલો;
રૂમઝુમ રંગભર્યો નાચે મનમોરલો.

હૃદય-ભૂવનમાં ભાવના ભરન્ત : ફાગ હું ખેલી રહું :
મ્હારા નયણાંનો નેહ શો ઝગન્ત : રંગ હું રેલી રહું.

ધીમે ધીમે વ્યોમ માંહી ચાલ પૂનમચન્દ્રમા;
વાતડી વસન્ત કેરી હું કરૂં રસરંજના.

મધુર બંસરી વસન્તની બજન્ત : ફાગ હું ખેલી રહું :
રસખેલનાના કોડ શા ગુંજન્ત : રંગ હું રેલી રહું.

# અમરજ્યોતિ

卐

અમરજ્યોતિ જાગે આજ અંતર ને આંગણમાં;
ફૂટન્તી પ્રેરણાની પાંખ :
હાં રે ! ફૂટન્તી પ્રેરણાની પાંખ : કે પ્રકૃતિના સાથમાં, સખિ !

ફૂલડાંની ફોરમે શો મ્હેકતો ઉદ્યાન જો :
ઉરને સુરમ્ય કરે કોકિલાનાં ગાન જો :
ચન્દ્રરાજ પેલો પાતો પ્રેરણાનાં પાન જો :
મોરલો યે નાચ કરી દેતો કલાદાન જો :

જીવનજ્યોતિ જાગે આજ દુનિયાના બાગમાં;
પાપો બળીને થાય ખાખ :
હાં રે ! પાપો બળીને થાય ખાખ : કે પ્રકૃતિના સાથમાં, સખિ !

ખેલતા સુરમ્ય તારા ચંદર ને ભાણુ જો :
નયન નયન દીસે કેવાં જ્યોતિનાં એંધાણુ જો :
હૃદય હૃદય વીંધે કેવાં કિરણોનાં બાણુ જો :
આવ, સખિ ! આવ, લેવા જીવનની લ્હાણુ જો :

હૃદયજ્યોતિ જાગે આજ રાસ ને રસેશની;
ઝગમગન્ત જ્યોતિ કેરાં નૂર :
હાં રે ! આવે હૃદય પ્રીતિ કેરાં પૂર : કે પ્રીતમના સાથમાં, સખિ !

# વસન્તલીલા

✽

[ ઢાળ : રૂપેરી ઓઢણી સોહાય ]

મધુરી જો આવી વસન્ત :
રમીએ રંગલીલા રસભેર,
જીવનમાં જેમ જો પ્રગટન્ત :
રમીએ રંગલીલા રસભેર.

થનગન હૈયું નાચે કે રમતાં રંગે રાચે;
ઝળકે જ્યોતિ ત્યાં જ્વલન્ત :
રમીએ રંગલીલા રસભેર.

રંગભરી પીચકારી કે છાંટો સ્નેહે સારી;
અમોલા લ્હાવ કૈં લૂટન્ત :
રમીએ રંગલીલા રસભેર.

ચેતન ભરેલા ફાગે કે રમીએ આજે રાગે;
ફોરે ફૂલડાં અનન્ત :
રમીએ રંગલીલા રસભેર

નયન કરે છે વાતો કે ઉરરસ છલકાતો;
અબોલા ભાવ શું પ્રસરન્ત :
રમીએ રંગલીલા રસભેર.

## અનુપ પ્રસંગ

પૂનમ પ્રેમ રાતડી :
પ્રણયભીની આંખડી :
રસિક સંગ વાતડી : જીવન રંગને રેલાવતી :
અમરજ્યોતિને જગાવતી.

ચારૂ પેલી ચાંદની તો ચન્દ્ર સાથ રાચતી :
રસિક કેવી ઢેલડી એ મયુર સંગ મ્હાલતી :

તેમ મ્હાલું મોજમાં :
નાથ કેરી સાથમાં, સખિ ! પૂનમ૦

ન્હાતી સ્નેહનીરમાં :
ઉરના ઉમંગમાં, સખિ ! પૂનમ૦

અનુપ એક આવતો :
પ્રસંગ રંગ લાવતો :
મધુરમન્ત્ર ફૂહાવતો : જીવનભાવના ભણાવતો :
અમરજ્યોતિને જગાવતો.

# લલિત રંગ

❦

લલિત રંગ અંગ લાગે : જો સખિ !
રસિક રાગ ઉર જાગે : જો સખિ !
વિહરૂં આજ રમ્ય બાગે : જો સખિ !
જીવન મ્હેકતું પરાગે : જો સખિ !

સાખી ]
સૂનો આ ઉદ્યાન ને, સૂનું મ્હારૂં ઉર;
વસન્ત પધારી વ્હાલથી, વેર્યું ઉરનું નૂર.

દૂર દૂર કોઈ આજ બોલે : જો સખિ !
છાયા એની સ્વપ્નમાં કિલ્લોલે : જો સખિ !
નેણુલાં નચાવે-ઉર ડોલે : જો સખિ !
જાણે હું તો ઝૂલતી હિંડોલે : જો સખિ !

સાખી ]
રમણે હૈયું જો ચડે, બોલે બોલ અબોલ;
યૌવન-મસ્તી શી ઢળે, નાચે આજ ભૂગોળ.

# સૌંદર્યપૂજન

વસન્તતિલકા ]

સૌંદર્યનું પૂજન મ્હેં સખિ ! આદર્યું છે,
ઘૂમું સ્થળે સ્થળ બધે ઉરને ઉમંગે;
કોનાં કહે હૃદયને નહિ એહ રંગે?
સૌંદર્ય-પૂજન તણી લીધી મ્હેં ય દીક્ષા.

આભનું સૌંદર્ય પેલો ચાંદલો પૂજું;
ચાંદલો પૂજું ને બ્હેન ! તારલા પૂજું. આભનું૦

કુંજનું સૌંદર્ય પેલી કોકિલા પૂજું;
કોકિલા પૂજું ને બ્હેન ! ગીતડાં ગુંજું. આભનું૦

સરોવરે સોહાગી રાજહંસલો પૂજું;
હંસલો પૂજું ને બ્હેન ! પદ્મને પૂજું. આભનું૦

બાગનું સૌંદર્ય રંગફૂલડાં પૂજું;
ફૂલડાં પૂજું ને દેવ-માલિકા સ્રજું. આભનું૦

વંનનું સૌંદર્ય મધુર મોરલો પૂજું;
મોરલો પૂજું ને પેલી મોરલી પૂજું. આભનું૦

મન્દિરે સોહાગી મ્હારા દેવને પૂજું;
દેવને પૂજું ને એના દિલને પૂજું. આભનું૦

ઉરનું સૌંદર્ય દેવ-આંખડી પૂજું;
ખડી પૂજું ને એની પાવડી પૂજું. આભનું૦

# નાવિક હજુ આવ્યા નહિ

[ ઢાળ : છલકાતું આવે બેડલું ]

સખિ ! સંચરવા ભવસાગરે ;
હું તો શોધી રહી છું સાથ રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! ઓઢી કુસુમ્બલ ચુંદડી ;
મ્હારા મેંદી મૂકેલા હાથ રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! ભાલે કરી કુંકુમ ટીલડી ;
મ્હેં તો વેણીએ ગુંથ્યા ફૂલ રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! ગુંથી ગુલાબે હેતથી ;
કરમાયે માળ અમૂલ રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! કંકણ ખખડે હાથમાં ;
રૂમઝુમ ઝાંઝરિયાં થાય રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! શાને ગરબે ઘૂમતી ?
, મુજ અંતર જો અકળાય રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! આશ ભરેલી આંખડી ;
મ્હારૂં કોડ ભરેલું ઉર રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! સૂનાં જીવન સ્નેહનાં ;
સખિ ! ખોતી નેણુનું નૂર રે :
નાવિક હજુ આવ્યા નહિ.

# સોહાગણ

માથે ભરીને આવી હેલ :
સોહાગણ સોહે મનોહરી.
પદ્મિની પુણ્યથી મઢેલ :
સોહાગણ સોહે મનોહરી.

દિનમણિ આવતા પહેલાં પ્રભાતમાં;
નદી કિનારે સંચરેલ :
સોહાગણ સોહે મનોહરી.

હંસાશી મન્દ મન્દ મલપન્તી ચાલતી;
ઢળકન્તી દીપતી ઢેલ :
સોહાગણ સોહે મનોહરી.

ઉષાનું ઉરનૂર દીસન્તું આંખમાં;
રેલન્તી ભાવનાની રેલ :
સોહાગણ સોહે મનોહરી.

દીપે સોહાગચન્દ સુન્દર લલાટમાં;
પનિહારી પાણીડાં ભરેલ :
સોહાગણ સોહે મનોહરી.

દેવીશી દીપતી શીલ ને સોહાગથી;
નમણી લજામણીની વેલ :
સોહાગણ સોહે મનોહ

સખિ ! શાને ગરબે ઘૂમતી ?
મુજ અંતર જો અકળાય રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! આશ ભરેલી આંખડી ;
મ્હારૂં કોડ ભરેલું ઉર રે :
નાવિક હજુ આવ્યા નહિ.

સખિ ! સૂનાં જીવન સ્નેહનાં ;
સખિ ! ખોતી નેણુનું નૂર રે :
નાવિક હજુ આવ્યા નહિ.

## સોહાગણ

❦

માથે ભરીને આવી હેલ :
સોહાગણ સોહે મનોહરી.
પદ્મિની પુણ્યથી મઢેલ :
સોહાગણ સોહે મનોહરી:

દિનમણિ આવતા પહેલાં પ્રભાતમાં;
નદી કિનારે સંચરેલ :
સોહાગણ સોહે મનોહરી.

હંસાશી મન્દ મન્દ મલપન્તી ચાલતી;
ઢળકન્તી દીપતી ઢેલ :
સોહાગણ સોહે મનોહરી.

ઉષાનું ઉરનૂર દીસન્તું આંખમાં;
રેલન્તી ભાવનાની રેલ :
સોહાગણ સોહે મનોહરી.

દીપે સોહાગચન્દ સુન્દર લલાટમાં;
પનિહારી પાણીડાં ભરેલ :
સોહાગણ સોહે મનોહરી.

દેવીશી દીપતી શીલ ને સોહાગથી;
નમણી લજામણીની વેલ :
સોહાગણ સોહે

# શરદનું સોણલું



શરદનું સોણલું રે, કે રંગભર હૈયે રમે;
એવું અલબેલડું રે, કે નેણુભરી જોવું ગમે.

નિંદરને ફૂલકે રે, કે દિલભર દશ્યો દીઠાં;
મુખડું શું મલકે રે, કે પ્રેમ-પાન લાગે મીઠાં.

જીવનને હીંચકે રે, કે હેતભરી હીંચ્યા કર્યું;
અંતરની આશાને રે, કે વારી અમે સીંચ્યા કર્યું.

શરદની ચાંદની રે, કે રૂમઝુમ રમતી રંગે;
ચેતનની ચાંદની રે, કે નીતરે મ્હારે અંગે.

વ્હાલમ વરણાગિયો રે, કે વ્હાલની વેણુ છેડે;
અંતરમાં કોડીલો રે, કે ભાવના કેવી રેડે.

જોબનના ઘેનમાં રે, કે રેનના રંગો શમે;
આશા! અલબેલ ક્યાં રે? કે દિલમાં શાની દમે?

# સૂની રજની

ॐ

[ઢાળ : સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! ]

ઝબકીને જાગી બ્હેન ! સૂતેલી રજની ,
બ્હાવરી શી આમતેમ જોતી જી રે :
એનો રસરાજવી રંગીલો ચાંદલો,
દીઠો નહિ ને એ તો રોતી જી રે :
ઝબકીને૦

'વસમો વિયોગ વેઠું વ્હાલમ ! શી રીતે ?
આવું રીસામણું ના લેશો જી રે :
પોઢાવી પ્રેમે રાજ નિંદરને હીંચકે,
સંતાયા શીદ કોઇ ક્હેશો જી રે !
ઝબકીને૦

દુભાતી દેખી કેમ હસતા ઓ તારલા !
સૂનું અંતર : રોતી આંખો જી રે :
ક્યાં યે છૂપાયો મ્હારો રંગીલો રાજવી ?
જાવું ક્યાં શોધવા ? દાખો જી રે.'
ઝબકીને૦

# પિતા

ॐ

પિતા છે જગત માંહી ગુણુ કેરી ગીતા ;
એનાં ના મૂલડાં અંકાય :
પિતાની પુણ્યજ્યોત પ્રાણે પૂરાય.

પિતા છે દિવ્યવૃક્ષ વ્હાલ કેરૂં વિશ્વે ;
એની શીળી શી છાંય માંય :
કલ્લોલે બાળ, તાપ દુઃખો ભૂલાય.

વિશ્વમાં વિરાટ એ મનુકુળે સોહાતો ;
એની આંખે અમી ઉભરાય :
પિતાના સ્નેહબોલ દિલડે લખાય.

ઉર માંહી શિશુ કેરા શુભની છે વાંછના ;
દેવાને સુખ નિત્ય ચ્હાય :
પિતા પ્રભુનો પુણ્ય આતમા સોહાય.

હૈયાનો ઉદધિ તો હેતથી ભરેલો ;
ખૂટે ના હેતવારિ ત્યાંય :
છોને એ દુઃખડાંને તાપે શોષાય.

卐 રાસ

સાખી ]

ગુલાબસમોવડ ચિત્તડે, આવ્યાં ક્‌હેણ કરૂણ ?
આશાવેલી વણખીલી, વેડે શાને ? સુણ :

કોણે ક્‌હે દર્દ તણી વેલી ઊગાડી ?
કોણે ક્‌હે રંગભરી બાજી બગાડી ?
કોણે ક્‌હે નાશ તણી નોબત વગાડી ?

હૈયામાં આવડી તું શાને મુંઝાય ?
ચંપાની પાંખડીશા ચરણે દઝાય.

# જીવન-વેદના

✿

આશાને આકાશ : ઉડવું મ્હારે એકલાં ;
નાંખે ઉર નિશ્વાસ : જીવન જીવવું દોહ્યલું.

હું તો સુણું છું વેદનાનાં ગાન : ભાન મ્હારૂં હૈયું ભૂલે;
હું તો પીઉં છું દુઃખડાંનાં પાન : સાન ભાન હૈયું ભૂલે.

નિર્મળતાનાં નૂર : ઝીલવા ઝંખુ રાતદિં;
ડૂબું પ્રલયને પૂર : ક્રૂર વિધિને કારણે.

હું તો જાગું દિવસ ને રાત : વાત કોઇ સુણે નહિઃ
મ્હને જડે ના જોગની જમાત : તાત ! આવ મન્દિર મહીં.

નેણુ થયાં નિસ્તેજ : ચરણો ચાલી થાકિયાં;
કરજો દીપ સતેજ : આજે મ્હારા ઉરનો.

હું તો માગું છું હરિવર ! આજ : લાજ મ્હારી રાખો ત્હમેઃ
મ્હને સજાવો ભક્તિ કેરા સાજ : રાજ ! ઉર દુઃખો શમે.

# રંગભરી વાદળી

❀

હું તો વાદળી રે! રંગભરી વાદળી;
ઊંચો ઊંચો છે મ્હારો મ્હેલ :
વાદળી રે! રંગભરી વાદળી.

હું તો વાદળી રે! આશભરી વાદળી;
રમતી હું રાગભર્યા ખેલ :
વાદળી રે! રંગભરી વાદળી.

હું તો વાદળી રે! નીરભરી વાદળી;
વરસું છું વ્હાલનો વરસાદ :
વાદળી રે! રંગભરી વાદળી.

હું તો વાદળી રે! દોડું ઊંચા આભમાં;
વ્હેંચું છું દેવનો પ્રસાદ :
વાદળી રે! રંગભરી વાદળી.

હું તો વાદળી રે! દેવ કેરી નન્દિની;
રેલું છું સઘળે આનન્દ :
વાદળી રે! રંગભરી વાદળી.

હું તો વાદળી રે! વિહરું વિનોદિની;
મ્હને વ્હાલપ છાંટવાના છન્દ :
વાદળી રે! રંગભરી વાદળી.

હું તો પાડું છું ભાવના પડછન્દ :
વાદળી રે! રંગભરી વાદળી.

[ઢાળ : જાતી પૂજારણ રે ! ક્યાં તું ઉતાવળી ? ]

ન્હાનાશા ગામડે રે, કે રંગથી રહેતા ગામડિયા
ખેતરમાં ખેલિયે હમેશ :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

ન્હાના સરોવરે રે, કે નેહથી ન્હાતા ગામડિયા
ગોંદરાના પૂજિયે ગણેશ :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

ગાતી કોયલનાં રે, કે ગીત સૌ શીખીએ ગામડિયા;
નાચન્તા મોરલાના નાચ :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

વ્હેતા ઝરણુની રે, કે વાત કૈં સુણીએ ગામડિયા;
બોલીએ સદાય અમે સાચ :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

તુલસીના છોડવા રે, કે રોપતા રંગે, ગામડિયા !
નિરોગી રહીએ સદાય :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

આવો આંગણિયે રે, કે રંગ શો રાખે ગામડિયા;
મ્હેમાની માણજો બધાંય :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

ઉજાણી કરીએ રે, કે ગામને પાદર ગામડિયા;
ખાતાં સૌ રોટલો ને છાશ :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

ગોરી શી ગાયનાં રે, કે દૂધડાં પીએ, ગામડિયા;
રેલીએ આનન્દભર્યા રાસ :
ગામડિયા રે ! ન્હાનાશા ગામના.

# માનવતામન્દિરે

હો આવજો રે ! માનવતામન્દિરે;
રેલન્તાં ઉરનાં અમૃત :
આવજો રે ! માનવતામન્દિરે.

હો ખેલતા રે ! સૂરજ ને ચન્દ્રમા;
ક્‌હેતા કૈં દેવ તણા દૂત :
આવજો રે ! માનવતામન્દિરે.

હો સુણજો રે ! જીવનની મોરલી;
ક્‌હેતી પરબ્રહ્મ તણી વાત :
આવજો રે ! માનવતામન્દિરે.

હો ઝૂલજો રે ! આયુષને હીંચકે;
નથી ત્યાં દિન અને રાત :
આવજો રે ! માનવતામન્દિરે.

હો શીખજો રે ! વ્હાલપની ભાવના;
ઝીલજો બન્ધુત્વ કેરા ભાવ :
આવજો રે ! માનવતામન્દિરે.

હો રંગજો રે ! દેવત્વ નૂરથી;
અંતરને—પુણ્યને પ્રભાવ :
આવજો રે ! માનવતામન્દિરે.

# અંતરની માંય

✿

આશાનો મોહન માંડવો રે ! અંતરની માંયઃ
સોહન્તા ફૂલડાં અપાર :
માંડવો રે ! અંતરની માંય.

જ્યોતિના ઝગમગ દીવડા રે ! અંતરની માંય;
ઝબકન્તો એ થકી સંસાર :
માંડવો રે ! અંતરની માંય.

કંકુએ પૂરેલ સાથિયા રે ! અંતરની માંય;
ચાંદનીએ લીંપેલો ચૉક :
માંડવો રે ! અંતરની માંય

ઉષાસન્ધ્યાનાં બેસણું રે ! અંતરની માંય;
વાગન્તી વાંસળી ત્યાં કોક :
માંડવો રે ! અંતરની માંય.

ચાંદો સૂરજ બે માળીડા રે ! અંતરની માંય;
ગુંથન્તા તારલાની માળ :
માંડવો રે ! અંતરની માંય.

નાચે આતમનો મોરલો રે ! અંતરની માંય;
ઝુઝાવે નૃત્ય જગઝાળ :
માંડવો રે ! અંતરની માંય

# મનગમતા મન્દિરિયે !

ॐ

આવ્યું છે એક મ્હારે ન્હોતરૂં : મનગમતા મન્દિરિયે !
જાવાને જીવ જો હરખાય :
મનગમતા મન્દિરિયે !

પીવાં પીયૂષ મ્હારે પુણ્યનાં : મનગમતા મન્દિરિયે !
દુનિયાનાં દુખડાં ભૂલાય :
મનગમતા મન્દિરિયે !

વરસન્તી વાદળી ત્યાં પ્રેમની : મનગમતા મન્દિરિયે !
અંતરનો મેલ જ્યાં ધોવાય :
મનગમતા મન્દિરિયે !

આશા અનન્ત પુરૂં ઉરની : મનગમતા મન્દિરિયે !
ભેદો કૈં બ્રહ્મના ભણાય :
મનગમતા મન્દિરિયે !

ચારૂ થશે મુજ ચિત્તડું : મનગમતા મન્દિરિયે !
માનવના દેવ સરજાય :
મનગમતા મન્દિરિયે !

નાચે સુરમ્ય મનમોરલો : મનગમતા મન્દિરિયે !
હૈયાના કોડ ત્યાં પૂરાય :
મનગમતા મન્દિરિયે !

# કોઇ ગાતી હતી

ॐ

અનોખું ગીત કોઇ ગાતી હતીઃ
જુમનાને કાંઠડે, સખિ !

પ્રીતિનાં પાન કોઇ પાતી હતી :
જુમનાને કાંઠડે, સખિ !

એના મીઠા કલ્લોલ :
ઊંડા જીવનના બોલ :

રંગતની રેલ કોઇ વ્હેતી હતી :
જુમનાને કાંઠડે, સખિ !

આશાની વેલ કોઈ રહેતી હતી :
જુમનાને કાંઠડે, સખિ !

એની ભાષાના ભાવ :
રમ્ય જીવન પ્રસાવ :

સોહિની મન્ત્ર કોઇ ક્હેતી હતી :
જુમનાને કાંઠડે, સખિ !

પુણ્યનાં પીયૂષ કોઇ દેતી હતી :
જુમનાને કાંઠડે, સખિ !

# છેલછબીલી વાગી મોરલી

ઝબકી ઝબકી જાગું જી !
મોહન પાયે લાગું જી !
સ્વપ્નો મધુરાં માગું જી !
અલબેલી
છેલછબીલી વાગી મોરલી.

તારા ટીલડી ચોડું જી !
ચંદા ચુંદડી ઓઢું જી !
અનન્ત હીંચકે પોઢું જી !
અલબેલી
છેલછબીલી વાગી મોરલી.

રૂમઝુમ રમતી બાગે જી !
મ્હેકે હૈયું પરાગે જી !
દોડ્યું કોઈ આગે જી !
અલબેલી
છેલછબીલી વાગી મોરલી.

આશા મુજને તેડે જી ?
રસિયો બંસરી છેડે જી !
અંતર અમૃત રેડે જી !
અલબેલી
છેલછબીલી વાગી મોરલી.

કામણ કરિયાં એણે જી !
ચોરે હૈયું શેને જી !
સજનિ ! મુજને ક્‌હેને જી !
અલબેલી
છેલછબીલી વાગી મોરલી.

# વરણાગિયા !

❦

વાંસળી રે ! કે ધીમી ધીમી છેડો: વરણાગિયા !
મ્હને લાગ્યો છે વાંસળીનો નેડો: વરણાગિયા !
વાંસળી રે !

આંખડી રે ! કે રંગ રંગ જુવે: વરણાગિયા !
હાં રે ! હૈયાનાં પાપ એ તો ધૂવે: વરણાગિયા !
વાંસળી રે !

વાંસળી રે ! કે મીઠું મીઠું બોલે: વરણાગિયા !
હાં રે ! સુણીને ચિત્ત મ્હારૂં ડોલે: વરણાગિયા !
વાંસળી રે !

પાંખડી રે ! કે ઉર તણી ખીલે: વરણાગિયા !
હાં રે ! મધુરા શા મન્ત્ર એ ઝીલે: વરણાગિયા !
વાંસળી રે !

કુંજમાં રે ! કે છાની માની આવી: વરણાગિયા !
શાને વિલંબ ? દો સુણાવી: વરણાગિયા ;
વાંસળી રે !

મોહિની રે ! કે પૂર્ણિમાની દેવી: વરણાગિયા !
અંતરને દ્વાર ઊભી દેવી: વરણાગિયા !
વાંસળી રે !

# બંસી

[ઢાળ: ઝાલર વાગે ને વ્હાલો હરિરસ ગાય]

બંસી બોલે ને મ્હારૂં હૈયું હરખાયઃ
દુનિયાનાં દુઃખ તો કેવાં વિલાય.

જમુનાને કાંઠડે ઊભો છે ક્હાનઃ
એની તે બંસરી ભૂલવે ભાન.

ઘેલી ઘેલી ગોપીઓ ને ઘેલું ગોકુળઃ
દુનિયા શું ભૂલવે એ બંસીનાં ભૂલ?

નાચે નાચે તારલા ને નાચે છે ચન્દ્રઃ
નાચતા મયૂર ને ગાયોનાં વૃન્દ.

ડોલે ડોલે મુનીઓ ને ડોલે છે દેવ;
ડોલન્તા શિવ ને બ્રહ્મા સ્વયમેવ.

બોલે બોલે બંસરી મધુરા બોલઃ
બંસરીના બોલ કરે ચિત્તમાં કલ્લોલ.

[ઢાળ: મેં બનકી ચીડિયાં બન કે બન બન બોલું રે!]

ગોપીઃ હું વ્રજની ગોપીઃ મધુરૂં ગોરસ વેચું રે!
ક્‌હાનઃ હું વ્રજનો ક્‌હાનઃ સલુણી! ગોરસ લૂંટું રે!

ક્‌હાનઃ વ્રજની ગોપી!
ગોપીઃ વ્રજના ક્‌હાન!
ક્‌હાનઃ દઈ દે મ્હારાં દાણ:
ગોરસ લૂંટું રે!
હું વ્રજની૦

ક્‌હાનઃ ઘેલી ગોપી!
ગોપીઃ ઘેલા ક્‌હાન!
શાનાં માગે દાણ?
ગોરસ વેચું રે!
હું વ્રજની૦

ક્‌હાનઃ ગોરી ત્‌હારી ગોરસી, ગોરા ગોરસ ત્યાંયઃ
ગોરી ઉરની ગોરસી, ગોરસ શાં છલકાય,
ગોરસ લૂંટું રે!
હું વ્રજની૦

ગોપી: માગ્યાં દાણ મળે નહિ, ગોરસ ના દેવાય;
બંસી બજાવે ક્હાન! જો, ઉરનાં દાન અપાય.
ગોરસ વેચું રે!
હું વ્રજની૦

ક્હાન: હું વ્રજનો ક્હાન મધુરી બંસી છેડું રે!
ગોપી: હું વ્રજની ગોપી મધુરૂં ગોરસ આપું રે!
હું વ્રજની૦

# વાંસળીનો જાદુ

[ઢાળ: ડુંગરોમાં બોલે છે મોર]

નીસરી ગૃહેથી હું તો ગોરસ વેચવા;
સુણ્યો મ્હેં સાદ કૈં મધુરઃ
વાંસળીએ વીંધ્યું છે ઉર.

ચેતના ભરેલ મન્ત્ર મીઠા એ સુણવા;
ઝંખે છે દિલડું ચતુરઃ
વાંસળીએ વીંધ્યું છે ઉર.

વ્રજનો વિહારી પાન પ્રીતનાં કરાવતો;
જવું છે મ્હારે દૂર દૂરઃ
વાંસળીએ વીંધ્યું છે ઉર.

લીધો મ્હેં પન્થ જ્યાંથી સૂર એહ આવતો;
અંતરમાં આવે હર્ષ પૂરઃ
વાંસળીએ વીંધ્યું છે ઉર.

ડોલે આખું વિશ્વ બ્રહ્મબંસરીના બોલથી;
ઉરને ઉજાળે સ્નેહસૂરઃ
વાંસળીએ વીંધ્યું છે ઉર.

જાદુભરી વાંસળી તો રંગ રંગ રેલતી;
બની છું હું તો ઘેલીતૂરઃ
વાંસળીએ વીંધ્યું છે ઉર.

# જીવનિયાં છે ન્યારાં



જીવનિયાં છે ન્યારાં:
અમારાં જીવનિયાં છે ન્યારાં.

જગથી જુદી જાત અમારી, જગથી જુદી વાત;
રહેણી કરણી રંગભરેલી, ચિત્ત ચેતનિયાંની ભાતઃ
અમારાં૦

અમને પ્યારી મસ્તી અમારી, ગાતાં ગીત અનસ્ત;
નરનારી સહુ કોઈ જાગે, જાગે વિશ્વ સમસ્તઃ
અમારાં૦

સૂરજકિરણની રોશની હૈયે, ઝગમગ કેવી જ્વલન્ત;
અંતરથી જગ રેલવિયે સૌ, ઉજ્જ્વળ તેજ અનન્તઃ
અમારાં૦

દિવસ ઉગે કે રજની આવે, લાવે તેજ તિમિર;
અભંગ આશા ને અભિલાષા, ના ઉર શોક લગીરઃ
અમારાં૦

હસતાં હૈયાં હાસ અનેરૂં, હસાવતાં જગલોક;
કરૂણા ટાળે માનવ ઉરની, અંતર એવાં કોકઃ
અમારાં૦

# મ્હારે ઘેર દિવાળી

કંકુડાં વેરાય આજે :
મ્હારે ઘેર દિવાળી:
રમતી રંગીન સાજે આજ
મ્હારે ઘેર દિવાળી

પૂરૂં સુન્દર સાથિયા કે ચીતરૂં મોર મધુર;
અલબેલી વનવેલડી કે ચીતરૂં ચિત્ત ચકોરઃ
મ્હારે ઘેર દિવાળી.

ફૂલડાં વેરાય આજે :
મ્હારે ઘેર દિવાળીઃ
બંસી મધુરી બાજે આજ
મ્હારે ઘેર દિવાળી.

ગાતી મધુરાં ગીતડાં કે ભાવ હૃદય છલકાય;
ઉમળકા કંઇ હેતનાં કે સ્નેહજીવન સોહાય:
મ્હારે ઘેર દિવાળી.

પ્રેરણા પીવાય આજે :
                    મ્હારે ઘેર દિવાળી:
હરખ છવાય સમાજે આજ
                    મ્હારે ઘેર દિવાળી.

ઘર ઘર થાતા દીવડા કે સોહન્તાં શાં તેજ;
વ્હાલપ કેરો દીવડો કે હૈયે થાય સતેજ:
                    મ્હારે ઘેર દિવાળી.

ભાવના ભણાય આજે :
                    મ્હારે ઘેર દિવાળી:
દેવ – દુંદુભિ ગાજે આજ
                    મ્હારે ઘેર દિવાળી.

કાન્તિ ઝળકે કાળજે કે નયણાં નેહે ભરાય;
આતમ ઝૂલે હર્ષમાં કે ધન્ય જીવનિયું થાય:
                    મ્હારે ઘેર દિવાળી.

# અમર સન્ત

❦

[ ઢાળ: સીતારામનાં સન્તાન ]

અમર એક દીઠો સન્તઃ
વદન ખેલતી વસન્તઃ
જીવન-ભાવના અનન્તઃ
સન્ત એવા પૂજવા પધારજો.

જાગિયો એ સન્ત આજ જગતને જગાડવા;
મુક્તિ-મન્ત્ર આપિયો, સ્વતન્ત્રતાને પામવા.

શક્તિ એની છે પ્રચંડઃ
જીવન-જાગૃતિ અખંડઃ
અજીત એનો શાન્તિદંડઃ
સન્ત એવા પૂજવા પધારજો.

દેવલોક ત્યાગીને એ આવ્યો મરૂભોમમાં;
દેશભક્તિ શી ભરી છે એના રોમે રોમમાં.

રહે મસ્તી માંહી મસ્તઃ
અચળ ઉર છે અનસ્તઃ
વન્દે વિશ્વ જો સમસ્તઃ
સન્ત એવા પૂજવા પધાર

# સન્ત !

ॐ

લગની ત્હારી લાગી :
અહો ! હો ! સન્ત સુહાગી !
અંતરના અનુરાગી :
અહો ! હો ! સન્ત સુહાગી !

અગમનિગમની વાત તું વાચે, રસભર ત્હારે નેણ;
યુગયુગ કેરી સંસ્કૃતિભરિયાં, અણમોલાં તુજ વેણ.
અહો ! હો ! સન્ત સુહાગી !

વિષકટોરા ઘોળી ઘોળી, પીધાં પ્રેમથી પાન;
નીતરે ત્હારે નયણે અમૃત, મધુરપભરિયાં ગાન.
અહો ! હો ! સન્ત સુહાગી !

જગત શીખવે રમ્ય ઋચાઓ, અલખ તણી કૈં વાત;
ઊગ્યું આજે રંગભરેલું; રમણીય દિવ્ય પ્રભાત.
અહો ! હો ! સન્ત સુહાગી !

ભીષણ બધાં યે ઝંઝાવાતો, કીધાં દૂર સુદૂર;
અંતરદ્વારે આજ બજે છે, પ્રેમ–બંસીના સૂર.
અહો ! હો ! સન્ત સુહાગી !

# સેવા-મન્ત્ર

મધુરો સેવા-મન્ત્ર :
જગમાં મધુરો સેવા-મન્ત્ર.

ચન્દ્રકિરણનાં ચારૂ નૂરમાં :
જીવનનદીનાં વહેતાં પૂરમાં :
મોહન કેરી બંસી-સૂરમાં :
ઘૂમતો દિવ્ય નિનાદ શું ઉરમાં :
જગવે ભાવ સ્વતન્ત્ર
જગમાં મધુરો સેવા-મન્ત્ર

દુઃખીઆનાં દિલદુઃખ હરન્તો :
જીવનમાં નવ ભાવ ભરન્તો :
ચેતનના ઉર રંગ પૂરન્તો :
ભાનભૂલ્યાંનાં ઉર ખૂલન્તો : અણમૂલ જાદુ જન્ત્ર
જગમાં મધુરો સેવા-મન્ત્ર

# ભૂમિનો તારણહાર

卐

[ ઢાળ: પ્રીત ગયે હો ખેવણહાર ]

મ્હારી ભૂમિનો તારણહાર: નિંદથી જાગશે:
બાંધશે મુક્તિ કેરો મિનાર: નિંદથી જાગશે.
મ્હારી૦

જોબનજોદ્ધો જંગ: રંગભરીને રાચશે;
રેલી પુણ્યની ગંગ: પાપો ધોશે દેશનાં.

મ્હારા દેશનો તારણહાર: નિંદથી જાગશે.
બાંધશે મુક્તિકેરો મિનાર: નિંદથી જાગશે.
મ્હારી૦

ઘોળી પીશે કાળ: વાળ નહિ વાંકો થશે;
ઝીલશે અગ્નિઝાળ: માળ વિજયની પ્હેરશે.

મ્હારી ભારતમાતને દ્વાર: બંસરી વાગશે;
દિશદિશમાં 'જય' ઉચ્ચાર: સૂર સૌ બોલશે.
મ્હારી૦

# ભારતી–વન્દના

卐

વન્દુ માત ભારતી !
ઊતારે સૂર્ય આરતી :
હો ! વન્દુ માત ભારતી !

ગુણગીત ગાય ત્હારા સુર શા અનન્તમાં;
કીર્તિવાસ કેવી ફોરે માત જો ! દિગન્તમાં.

અમરજ્યોતિ વિશ્વને ઉજાળતી:
હો ! વન્દુ માત ભારતી.

માત ! ત્હારે બારણે શી માનવોની મેદની;
આવી આવી વાત કહે ભેદ ને અભેદની.

ઉર ભ્રાન્તિ તું સદા વિદારતી:
હો ! વન્દુ માત ભારતી.

શૃંખલાથી બદ્ધ તો ય તું હસી હસાવતી;
વેદનાને ભૂલવાના પાઠ તું પઢાવતી.

હેત તણા હીંચકે હીંચાવતી:
હો ! વન્દુ માત ભારતી.

રામકૃષ્ણ બુદ્ધ શા પ્રબુદ્ધ કેરી માવડી;
મૂર્તિ ત્હારી સૌમ્ય જોઇ શત્રુ પૂજે પાવડી.

મુક્તિ કેરી બંસરી શી બાજતી:
હો ! વન્દુ માત ભારતી.

માત ! ત્હારા મન્દિરે શા ઝગમગે જવાહીરો;
ઉરમાં ઉલ્લાસ ભરી ઘૂમતા બધા વીરો.

શીળી છાંય તું સદા તું પ્રસારતી:
હો ! વન્દુ માત ભારતી.

વીર-વ્રત શીખવે તું માત ! ત્હારાં બાળને;
બ્હીએ ના જરીક બાળ : ઘોળી પીએ કાળને.

પ્રાણ પ્રાણ ચેતના સ્ફુરાવતી:
હો ! વન્દુ માત ભારતી.

# જાગો ભૈયા !

ॐ

[ ઢાળ : ફુલાન ! ત્હારે તળાવ ]

કોઇ જાગો, ભૈયા !
કોઇ જાગો, ભૈયા !

દુ:ખીઆરી જુઓ મૈયા ભારતી રે !
મૈયા ભારતી રે! આંસુ સારતી રે !

કોઇ જાગો, ભૈયા !

કર્મભૂમિ, ભૈયા !
વીરભૂમિ, ભૈયા !

સંસ્કૃતિની સ્મૃતિ હૃદય જાગતી રે !
સ્મૃતિ જાગતી રે! વેણુ વાગતી રે !

કોઇ જાગો, ભૈયા !

શંખ વાગ્યો, ભૈયા !
જોગી જાગ્યો, ભૈયા !

પ્રાણે પ્રાણે સીંચે નવી ચેતના રે !
સીંચે ચેતના રે! ભાવ હેતના રે !

કોઇ જાગો, ભૈયા !

કૌમુદી卐

રંગ લાગ્યો, ભૈયા !
મ્હેલ ત્યાગ્યો, ભૈયા !

દિવ્ય શક્તિ મુક્તિ કાજ ન્હોતરે રે !
શક્તિ ન્હોતરે રે ! ક્રાન્તિ ચોતરે રે !

કોઈ જાગો, ભૈયા !

દિલ દાઝે, ભૈયા !
માત કાજે, ભૈયા !

શૌર્ય સાજે મુક્તિ માટ નીસરો રે !
નેહ નીસરો રેં ! ભેદ વીસરો રે !

કોઇ જાગો, ભૈયા !

# આશાપરી

ૐ

આશાપરી, બ્હેન ! આશાપરી
નિંદરમાં જોઇ બ્હેન ! આશાપરી

પાંખો પ્રસારતી એ ઊંચેથી ઊતરી;
તારાનાં ફૂળની માળા કરી:
નિંદરમાં જોઇ બ્હેન ! આશાપરી.

ચાંદનીમાં રૂમઝુમ આવી શી નાચતી;
મોતીનો થાળ નિજ હાથે ધરી:
નિંદરમાં જોઇ બ્હેન ! આશાપરી.

કુંકુનાં પગલાં શાં પાડે રળિયામણાં;
સુધા શી નેણુલે જાતી ઝરી:
નિંદરમાં જોઇ બ્હેન ! આશાપરી.

ગાતી કલ્લોલગીત હૈયાનાં હેતથી;
કેવું એ ચિત્તડું લેતી હરી:
નિંદરમાં જોઇ બ્હેન ! આશાપરી.

રંગીલું હાસ હસે અંતર ઉજાળવા;
મુખેથી ફૂલ મધુ રહેતાં ખરી:
નિંદરમાં જોઇ બ્હેન ! આશાપરી.

સોહન્તી સાજ સજી કુદરતની કન્યકા;
એને નિહાળતાં આંખો ઠરી:
નિંદરમાં જોઇ મ્હેન ! આશાપરી.

કેવા કંઈ કોડ મ્હારા કિલ્લોલે કાળજે;
ક્યારે દર્શન એનાં થાશે ફરી ?
નિંદરમાં જોઇ મ્હેન ! આશાપરી.

# પૂજન

卐

[ ઢાળ : સાજન ! સુન સપને કી બાત : રસિયા હો ! ]

પૂજન પ્રેમ ભરેલું થાય : સખીરિ હો !
થનગન થનગન અંતર નાચે :
સુમનમાળ મધુર ધરાય : સખીરિ હો !
પૂજન૦

રસભર મનહર નયનો રાચે:
કુંકુમ રંગ્યા હાથ સોહાય : સખીરિ હો !
પૂજન૦

વિદ્યાદેવી ! વિનતિ સુણજો :
ઉર–અન્ધાર સદા પરહરજો :
જ્ઞાનદીપકથી ઉજ્જ્વળ કરજો :
ગીત આનન્દ તણાંય ગવાય : સખીરિ હો !
પૂજન૦

અનુપમ મુક્તિ-મન્ત્ર ભણાય : સખીરિ હો !
પૂજન૦

વન્દન વ્હાલ ભરેલાં કરિયે :
દિલમાં જ્ઞાન-સુધારસ ભરિયે :
જગમાં ચેતન સૌ રેલવિયે :
સુન્દર સેવા-સૂત્ર શીખાય : સખીરિ હો !
પૂજન૦

અજર અમર શી માત પૂજાય : સખીરિ હો !
પૂજ

# વિદાય

ॐ

[ ઢાળ: છલકાતું આવે બેડલું ]

મંગળ ઉત્સવ ઉજવ્યો,
        વસમી દેવી વિદાય રે:
                મ્હારે મન્દિરિયે આવજો !

પડછન્દા પડતા પુણ્યના
        મીઠડા બોલ સ્મરાય રે:
                મ્હારે મન્દિરિયે આવજો !

અંતર ભરીને ભાવના
        લૂંટાવી રસની લ્હાણ રે:
                મ્હારે મન્દિરિયે આવજો !

જીવન જાગે સ્મૃતિઓ
        વ્હાલપ પૂરી પ્રાણ રે:
                મ્હારે મન્દિરિયે આવજો !

